# સત્યની સાક્ષી

: લેખક :
સૈયદ અબુલઆ'લા મૌદૂદી

-: અનુવાદક :-
સૈયદ અહમદ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

# પ્રસ્તાવના

ઈસ્લામી સાહિત્ય પ્રકાશન છેલ્લા ૪૨ થી વધુ વર્ષોથી ગુજરાતી ભાષી પ્રજા સમક્ષ ઈસ્લામના મૂળભૂત સિદ્ધાંતો અને માનવ-સમાજના નિર્માણમાં ઈસ્લામની મહત્તા તથા મૂલ્યો આધારિત સામાજિક ક્રાંતિ માટે માર્ગદર્શન સાહિત્ય મૂકતું રહ્યું છે.

આ જ પરંપરાને ચાલુ રાખતાં "સત્યની સાક્ષી" નામના આ પુસ્તકની પાંચમી આવૃત્તિનું પ્રકાશન કરી રહ્યું છે જેથી મુસ્લિમ સમુદાયનું મૂળ કર્તવ્ય શું છે ? અને તેની જવાબદારી શું છે તે બાબતે કુર્આનેકરીમ દ્વારા માર્ગદર્શન મેળવી શકાય. અને મુસ્લિમ સમુદાય પોતાનો સાચો કર્તવ્ય શો છે તે પણ તેને પરિપૂર્ણ કરવાના પ્રયત્નો શરૂ કરી દે.



અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

# મુસ્લિમ ઉમ્મતનું કર્તવ્ય અને તેનું જીવન-ધ્યેય

સમગ્ર પ્રશંસાઓ તે ખુદા માટે છે જે સૃષ્ટિનો એક માત્ર સૃષ્ટા, સ્વામી અને શાસક છે અને ઉચ્ચ કક્ષાની બુદ્ધિમત્તા, શક્તિ અને રહમત-દયા-કૃપા સાથે એમાં શાસન ચલાવી રહ્યો છે ; જેણે મનુષ્યને પેદા કર્યો, તેને વિદ્યા અને બુદ્ધિની શક્તિઓ બક્ષી. તેને પૃથ્વી ઉપર પોતાનો ખલીફા બનાવી પ્રતિષ્ઠા આપી અને તેના માર્ગદર્શન માટે પુસ્તકો નાઝિલ ફરમાવ્યા અને પયગમ્બરો મોકલ્યા. પછી ખુદાની અસીમ રહેમતો થાવ તેના એ નેક અને પસંદગી પામેલા બંદાઓ ઉપર જેઓ માનવીને માનવતા શીખવાડવા આવ્યા. જેમણે મનુષ્યને તેના જીવન-ધ્યેયથી વાકેફ કર્યો અને તેને દુનિયામાં જીવનની સાચી પદ્ધતિ બતાવી. દુનિયામાં આજે માર્ગદર્શન, પ્રકાશ, ચારિત્ર્ય-શુદ્ધતા અને નેકી તથા પરહેઝગારી જે કાંઈ પણ જોવા મળે છે તે સૌ ખુદાના આ પસંદગી પામેલા બંદાઓના માર્ગદર્શનને કારણે જ છે. તેમના ઉપકારથી મનુષ્ય કદી પણ ભારમુક્ત થઈ શકતો નથી.

મિત્રો, અમારા ઈજતેમાઅ બે ભાગોમાં વહેંચાયેલા હોય છે. એક ભાગ તો એટલા માટે હોય છે કે આપણે પરસ્પર બેસી પોત્તાના કાર્યની સમીક્ષા કરીએ અને તેને આગળ ધપાવવા માટે એકબીજા સાથે સલાહ-સૂચન કરીએ. બીજા ભાગનો હેતુ એ માટે ખાસ હોય છે કે જે સ્થળે અમારો ઈજતેમાઅ હોય ત્યાંના જનસાધારણ સમક્ષ અમે પોતાનો સંદેશ રજૂ કરીએ. અત્યારનો આ ઈજતેમાઅ આ જ બીજા હેતુ માટે છે. અમે આપને એટલા માટે તકલીફ આપી છે કે આપને બતાવીએ કે અમારો સંદેશ શો છે અને અમે કઈ વસ્તુ તરફ બોલાવીએ છીએ.

અમારો સંદેશ એક તો એ લોકોને ઉદ્દેશીને છે જેઓ પહેલાંથી જ મુસલમાન છે. બીજો સંદેશ અલ્લાહના એ તમામ બંદાઓ માટે છે જેઓ મુસલમાન નથી. તેમાંના દરેક માટે અમારી પાસે સંદેશ છે. અફસોસ કે બીજા સમૂહના લોકો અહીં મારી નજરે નથી પડતાં. આપણી ભૂતકાળની ભૂલો અને વર્તમાનની ગફલતનું

પરિણામ છે કે ખુદાના બંદાઓનો એક મોટો ભાગ આપણાથી દૂર થઈ ગયો છે અને મુશ્કેલથી જ અમને ક્યારેક તેમને પોતાની પાસે બોલાવવાની અથવા પોતે તેમની પાસે જઈ તે સંદેશ સંભળાવવાની તક મળે છે જે તેમના અને આપણા ખુદાએ સૌના માર્ગદર્શન માટે પોતાના પયગમ્બરો દ્વારા મોકલ્યો છે. હવે જ્યારે તેઓ અહીં મોજૂદ નથી તો હું અમારા સંદેશનો માત્ર એક જ ભાગ રજૂ કરીશ જે મુસલમાનો માટે છે.

મુસલમાનોને અમે જે વસ્તુ તરફ બોલાવીએ છીએ તે એ છે કે તમે એ જવાબદારી સમજો અને અદા કરો જે મુસલમાન હોવાની હેસિયતથી તમારી ઉપર આવે છે. આપ માત્ર એટલું કહી છટકી નથી શકતા કે અમે મુસલમાન છીએ અને ખુદા અને તેના દીનને માનીએ છીએ. બલ્કે જયારે તમે ખુદાને પોતાનો ખુદા અને તેના દીનને પોતાનો દીન માન્યો છે તો તેની સાથે આપની ઉપર કેટલીક જવાબદારીઓ પણ આવે છે જેનો અહેસાસ તમને હોવો જોઈએ અને તેને અદા કરવાની ચિંતા પણ હોવી જોઈએ. જો તમે તેને અદા નહીં કરો તો તેની સજાથી ન તો દુનિયામાં બચી શકશો અને ન જ આખિરતમાં. તે જવાબદારીઓ શું છે ? તે માત્ર એ જ નથી કે તમે ખુદા, ફરિશ્તાઓ, તેના પુસ્તકો, તેના રસૂલો અને આખિરતના દિવસ ઉપર ઈમાન લાવો. તે માત્ર એટલી પણ નથી કે તમે નમાઝ પઢો, રોઝા રાખો, હજ્જ કરો અને ઝકાત આપો. તે માત્ર એટલી પણ નથી કે તમે નિકાહ, તલાક, વારસા વગેરે બાબતમાં ઈસ્લામે નક્કી કરેલા નિયમોનું પાલન કરો. બલ્કે આ બધા ઉપરાંત એક મોટી અને ખૂબ ભારે જવાબદારી તમારી ઉપર આવે છે કે તમે સમગ્ર વિશ્વ સમક્ષ એ સત્યના સાક્ષી બની ઊભા રહો જેની ઉપર તમે ઈમાન લાવ્યા છો. "મુસલમાન" ને નામે તમને એક સ્થાયી ઉમ્મત બનાવવાનો એક માત્ર હેતુ જે કુર્આનમાં વર્ણવવામાં આવ્યો છે તે એ જ છે કે તમે ખુદાના તમામ બંદાઓ ઉપર સત્યની સાક્ષીની દલીલ પૂરી કરી દો :

وَكَذٰلِكَ جَعَلْنٰكُمْ اُمَّةً وَّسَطًا لِّتَكُوْنُوْا شُهَدَآءَ عَلَى النَّاسِ
وَيَكُوْنَ الرَّسُوْلُ عَلَيْكُمْ شَهِيْدًا (البقرة:١٤٣)

"અને આવી રીતે અમે તમે મુસલમાનોને એક 'ઉમ્મતેવસત' બનાવ્યા છે, જેથી તમે દુનિયાના લોકો ઉપર સાક્ષી રહો અને પયગમ્બર તમારી ઉપર સાક્ષી રહે." (સૂરઃ અલ બકરહ, આયત - ૧૪૩)

આ તમારી ઉમ્મતના જીવનનું વાસ્તવિક ધ્યેય છે. આ ધ્યેય જો તમે સિદ્ધ ન કર્યું તો જાણી લેજો કે તમે પોતાનું જીવન વેડફી દીધું. આ તમારી ઉપર ખુદાએ નક્કી કરેલી ફરજ છે, કેમકે ખુદાનો આદેશ છે કે ;

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا كُونُوا قَوَّامِينَ لِلَّهِ شُهَدَاءَ بِالْقِسْطِ

(المائدة:٨)

"હે લોકો ! જેઓ ઈમાન લાવ્યા છો, ખુદાની ખાતર ઉઠનારા અને સાચે-સાચ સત્યની સાક્ષી આપનારા બનો." (સૂરઃ અલ માઈદહ - ૮)

અને આ માત્ર આદેશ જ નથી પરંતુ તાકીદપૂર્વકનો આદેશ છે, કેમકે અલ્લાહતઆલા ફરમાવે છે.:

وَمَنْ أَظْلَمُ مِمَّنْ كَتَمَ شَهَادَةً عِنْدَهُ مِنَ اللَّهِ (البقرة:١٤٠)

"એ વ્યક્તિથી વધારે જુલ્મી કોણ હશે જેની પાસે અલ્લાહ તરફથી એક સાક્ષી હોય અને તે એને છુપાવે." (સૂરઃ અલ બકરહ - ૧૪)

આ ઉપરાંત અલ્લાહતઆલાએ એ પણ જણાવી દીધું છે કે આ કર્તવ્યનું પાલન ન કરવાનું પરિણામ શું છે ? તમારી પહેલાં સાક્ષીના આ પાંજરામાં યહૂદીઓને ઊભા કરવામાં આવ્યા હતા, પરંતુ તેમણે થોડુંક સત્ય છુપાવ્યું અને સત્યની વિરૂદ્ધમાં સાક્ષી આપી. સારાંશ એ કે તેઓ સત્યના નહીં પરંતુ અસત્યના સાક્ષી બનીને રહી ગયા. પરિણામ એ આવ્યું કે અલ્લાહે તેમને ધૂત્કારી કાઢ્યાં અને તેમને એ બદ્દુઆ મળી કે :

ضُرِبَتْ عَلَيْهِمُ الذِّلَّةُ وَالْمَسْكَنَةُ وَبَاءُوا بِغَضَبٍ مِنَ اللَّهِ

(البقرة:٦١)

"નામોશી અને કંગાલિયત તેમની ઉપર છવાઈ ગયા અને તેઓ અલ્લાહના પ્રકોપમાં ઘેરાઈ ગયા." (સૂરઃ અલ બકરહ, આયત - ૬૧)

આ સાક્ષી જેના માટે તમે જવાબદાર ઠેરવવામાં આવ્યા છો તેનો આશય એ છે કે જે સત્ય તમારી પાસે આવ્યું છે, જે સચ્ચાઈ તમારી ઉપર પ્રકટ કરવામાં આવી છે, મનુષ્યના કલ્યાણ અને તેની મુક્તિનો એક માત્ર માર્ગ જે તમને બતાવવામાં

આવ્યો છે તેના સત્ય અને તેના સાચા હોવા અંગે અને સીધા માર્ગ પર હોવા વિશે વિશ્વ સમક્ષ સાક્ષી આપો-એવી સાક્ષી કે જે તેના સત્ય અને સાચા હોવાને પુરવાર કરી દે અને દુનિયાના લોકો પર દીનની દલીલ પૂરી કરી દે. આ જ સાક્ષી માટે નબીઓ અ.સ. દુનિયામાં મોકલાયા હતા અને તેનું અદા કરવું તેમની ઉપર ફરજ હતું. ત્યારબાદ આ જ સાક્ષી તમામ નબીઓ પછી તેમની ઉમ્મતો પર ફરજ થતી રહી. અને હવે અંતિમ નબી સ.અ.વ. પછી મુસ્લિમ ઉમ્મત ઉપર સામૂહિકપણે એ રીતે લાગુ થાય છે જે રીતે હુઝૂર સ.અ.વ. પર આપ સ.અ.વ.ના જીવનમાં વ્યક્તિગત રીતે લાગુ થઈ હતી.

આ સાક્ષીની મહત્તાનું અનુમાન એ વાત ઉપરથી કરો કે માનવજાત માટે અલ્લાહતઆલાએ પૂછ-પરછ અને વળતર તથા દંડનો જે કાનૂન નક્કી કર્યો છે તેનો સમગ્ર આધાર જ આ સાક્ષી ઉપર છે. અલ્લાહતઆલા બુદ્ધિશાળી, કૃપાળુ અને ન્યાયી છે. એ વાત તેની બુદ્ધિમત્તા, કૃપા અને ન્યાયથી દૂર છે કે લોકોને તેની ઈચ્છાની જાણ ન હોય અને તે એમને એ વાત માટે પકડે કે તમારી ઈચ્છા વિરુદ્ધ વર્ત્યા. લોકો જાણતા ન હોય કે સીધો માર્ગ કયો છે અને તે એમના દુરાચાર માટે તેમની પકડ કરે. લોકો એ વાતથી અજાણ હોય કે તેમની કઈ વાતની પૂછ-પરછ થવાની છે અને એ વસ્તુઓ અંગે પૂછ-પરછ કરે જેનું જ્ઞાન તેમને ન હોય, તેથી અલ્લાહતઆલાએ સૃષ્ટિની શરૂઆત જ એક પયગમ્બર વડે કરી અને ત્યાર બાદ વખતો-વખત અસંખ્ય પયગમ્બરો મોકલ્યા જેથી તેઓ માનવજાતને ચેતવે કે તમારાથી તમારા સૃષ્ટાની ઈચ્છા આ છે, તમારા માટે દુનિયામાં જીવન જીવવાનો સાચો માર્ગ આ છે. આ વર્તન દ્વારા તમે પોતાના માલિક (સ્વામી)ની પ્રસન્નતા મેળવી શકો છો, આ કાર્યો તમારે કરવા જોઈએ અને આ કાર્યો છે જેમનાથી તમારે બચવું જોઈએ અને તમને આ બાબત વિશે પૂછવામાં આવશે. આ સાક્ષી જે અલ્લાહતઆલાએ પોતાના પયગમ્બરો વડે અપાવી તેનો હેતુ કુર્આનમજીદમાં સ્પષ્ટપણે એ જ બતાવવામાં આવ્યો છે કે લોકોને અલ્લાહ સમક્ષ દલીલ કરવાની તક ન મળે કે એમને ખબર ન હતી અને આપ અમને એ વસ્તુ માટે પકડો છો જે અંગે અમને ચેતવવામાં આવ્યા ન હતા.

رُسُلًا مُّبَشِّرِينَ وَمُنذِرِينَ لِئَلَّا يَكُونَ لِلنَّاسِ عَلَى اللَّهِ
حُجَّةٌ بَعْدَ الرُّسُلِ ۚ وَكَانَ اللَّهُ عَزِيزًا حَكِيمًا (النساء: ١٦٥)

"આ સૌ રસૂલોને ખુશખબર આપનારા અને ડરાવનારા બનાવીને મોકલવામાં આવ્યા હતા જેથી તેમને મોકલી દીધા પછી લોકો પાસે અલ્લાહ સામે કોઈ દલીલ બાકી ન રહે અને અલ્લાહ દરેક સંજોગોમાં પ્રભુત્વશાળી અને ડહાપણવાળો છે."

(સૂરઃ નિસા, આયત - ૧૬૫)

આમ ખુદાએ લોકોની દલીલ પોતાના પરથી ઉતારીને પયગમ્બરો ઉપર નાખી દીધી અને પયગમ્બરોને આ મહત્ત્વપૂર્ણ જવાબદારીના હોદ્દા પર નીમી દેવામાં આવ્યા કે જો તેઓ સત્યની સાક્ષીના પોતાના કર્તવ્યનું પાલન યોગ્ય રીતે કરશે તો લોકો ખુદ પોતાના કાર્યો અંગેની પૂછ-પરછના જવાબ રહેશે, અને જો તેમના દ્વારા આ સાક્ષી આપવામાં ત્રૂટી હોય તો લોકોની પથભ્રષ્ટતા અને દુરાચાર માટે પયગમ્બરોને પકડવામાં આવશે. બીજા શબ્દોમાં એમ કહી શકાય કે પયગમ્બરોના પદની ગંભીરતા એ હતી કે કયાં તો તેઓ સત્યની સાક્ષી યોગ્ય રીતે આપી લોકો ઉપર દલીલ બેસાડે, નહિંતર લોકોની દલીલ ઊલ્ટી તેમના ઉપર જ બેસતી હતી કે ખુદાએ સત્યનું જે જ્ઞાન આપ સાહેબોને આપ્યું હતું તેનાથી આપે અમને વંચિત રાખ્યા અને જીવનની જે સાચી પદ્ધતિ તેણે આપને બતાવી હતી તે આપે અમને ન બતાવી.

આ જ કારણ છે કે નબીઓ અ.સ. પોતાની આ જવાબદારીના ભારને તીવ્રપણે અનુભવતા હતા અને આ જ કારણે તેમણે પોતાના તરફથી સત્યની સાક્ષી આપવા અને લોકો પર દલીલ બેસાડવા માટે પ્રાણ હોડમાં મૂકી દીધા. ત્યારબાદ નબીઓ અ.સ. દ્વારા જે લોકોને સત્યનું જ્ઞાન અને માર્ગદર્શન-પથ મળ્યા તેમને એક ઉમ્મત બનાવી દેવામાં આવ્યા, અને સાક્ષીપદની એ જ ગંભીર જવાબદારી જેનો ભાર નબીઓ અ.સ. પર નાખવામાં આવ્યો હતો તે હવે આ ઉમ્મતના ભાગમાં આવી અને નબીઓના ઉત્તરાધિકારી-વારસ-હોવાની હેસિયતથી તેનું સ્થાન એ નક્કી થયું કે જો આ સાક્ષી આપવાની જવાબદારીની ફરજ અદા કરી દે અને લોકો સુધરે નહીં તો તેનો બદલો મળશે અને લોકોને પકડવામાં આવશે. અને જો સત્યની સાક્ષી આપવામાં તે કોઈ કમી કરે અથવા સત્યને બદલે ઊલ્ટું અસત્યની સાક્ષી આપવા લાગે તો લોકોથી પહેલાં તેની પકડ કરવામાં આવશે. તેની ખુદા પોતાના કાર્યો માટે પણ પૂછ-પરછ થશે અને લોકોના કર્મોની પણ; જે તેની સાચી સાક્ષી ન આપવાને અથવા ખોટી સાક્ષી આપવાને કારણે પદભ્રષ્ટ, દુષ્ટ અને કાર્યભ્રષ્ટ રહ્યા.

સાહેબો ! આ છે સત્યની સાક્ષીની ગંભીર જવાબદારી જે મારી, તમારી અને સૌ લોકોની છે જે પોતાને મુસ્લિમ ઉમ્મત કહે છે અને જેમની પાસે ખુદાનું ગ્રંથ

અને તેના નબીઓ અ.સ.નું માર્ગદર્શન પહોંચી ચૂક્યું છે. હવે આ સાક્ષી આપવાની રીત શું છે તે જુઓ. સાક્ષી બે પ્રકારની હોય છે.

એક શાબ્દિક સાક્ષી અને બીજી અમલી (Practical) સાક્ષી.

શાબ્દિક સાક્ષીનું રૂપ એ છે કે આપણે વાણી તથા કલમ દ્વારા દુનિયા સમક્ષ તે સત્ય-સાક્ષી સ્પષ્ટ કરી દઈએ જે નબી અ.સ. દ્વારા આપણને મળી છે. સમજાવવા અને હૃદયંગમ કરવાના જેટલા પણ શક્ય માર્ગો છે તે સૌનો, પ્રચાર અને આમંત્રણ તથા પ્રસાર અને પ્રકાશનના જેટલા પણ શક્ય માધ્યમો છે તેનો તથા વિદ્યા અને કળાઓ દ્વારા જે કાંઈ સામગ્રી ઉપલબ્ધ થઈ છે તે સૌનો ઉપયોગ કરીને દુનિયાને એ દીનના શિક્ષણથી પરિચિત કરીએ જે ખુદાએ મનુષ્ય માટે નક્કી કર્યો છે. વિચાર અને માન્યતામાં, નીતિમત્તા અને ચારિત્ર્યમાં, સંસ્કૃતિ અને સભ્યતામાં, આજીવિકા પ્રાપ્તિ અને લેવડ-દેવડમાં, કાનૂન અને અદાલત-વ્યવસ્થામાં, રાજકારણ અને રાજ્ય-વહીવટમાં અને આંતરરાષ્ટ્રીય બાબતોના બીજા સર્વ પાસાંઓમાં આ દીને મનુષ્યના માર્ગદર્શન માટે જે કાંઈ રજૂ કર્યું છે તેને આપણે ખૂબ સ્પષ્ટ કરીને બતાવીએ, અને દલીલો તથા સાક્ષીઓ દ્વારા તેના સત્ય હોવાનું પુરવાર કરીએ. અને જે કાંઈ તેની વિરુદ્ધ છે તેની યોગ્ય ટીકા કરીને બતાવીએ કે તેમાં શું ખામી છે. જ્યાં સુધી ઉમ્મત એ જ રીતે ચિંતિત ન હોય જે રીતે નબીઓ અ.સ. વ્યક્તિગત રીતે તેના માટે ચિંતિત રહેતા હતા ત્યાં સુધી આ શાબ્દિક સાક્ષીની ફરજ અદા નહીં થાય. આ ફરજપાલન માટે આ કાર્ય આપણા સમગ્ર સામૂહિક તથા રાષ્ટ્રીય પ્રયત્નોનું કેન્દ્રબિંદુ બને તે જરૂરી છે. આપણે પોતાના દિલ અને દિમાગની તમામ શક્તિઓ અને પોતાના તમામ સાધનો તેના પર લગાવી દઈએ. આપણા તમામ કાર્યોમાં આ હેતુ જરૂર નજર સમક્ષ રહેવો જોઈએ. અને આપણે કોઈ એવા અવાજના ઊઠવાને તો કોઈ પણ હાલતમાં સહન ન કરીએ જે સત્ય-વિરુદ્ધ સાક્ષી આપનારો હોય.

બાકી રહી અમલી સાક્ષી તો તેનો અર્થ એ છે કે આપણે પોતાના જીવનમાં તે સિદ્ધાંતોને અમલમાં મૂકીને દેખાડીએ જેને આપણે સત્ય કહીએ છીએ. દુનિયા માત્ર આપણી જીભ દ્વારા જ તેના સત્ય હોવાનો ઉલ્લેખ ન સાંભળે, બલ્કે ખુદ પોતાની આંખોથી ખુદ આપણા જીવનમાં તેની અચ્છાઈઓ અને બરકતોને નજરે જુએ. તે આપણા વર્તનમાં એ મિઠાશનો સ્વાદ ચાખી લે જે ઈમાનની મિઠાશ વડે મનુષ્યની નીતિમત્તા અને વ્યવહારમાં પેદા થાય છે. તે પોતે જોઈ લે કે આ દીનના

માર્ગદર્શનમાં કેટલા સારા મનુષ્યો તૈયાર થાય છે, કેટલો ન્યાયી સમાજ તૈયાર થાય છે, કેટલી સદાચારી સભ્યતા અસ્તિત્વમાં આવે છે, કેટલી સ્વચ્છ અને પવિત્ર સંસ્કૃતિ જન્મે છે. વિજ્ઞાન, સાહિત્ય અને કળાઓનો વિકાસ કેવા યોગ્ય ધોરણે થાય છે. ન્યાયપૂર્ણ, સહાનુભૂતિપૂર્ણ અને કલંક-રહિત અને આર્થિક સહકાર પ્રગટ થાય છે અને વ્યક્તિગત તથા સામૂહિક જીવનનું દરેક પાસું કઈ રીતે સુધરી જાય છે, વ્યવસ્થિત થઈ જાય છે અને ભલાઈઓથી સમૃદ્ધ બની જાય છે. આ સાક્ષીની ફરજ માત્ર એ રીતે અદા થઈ શકે છે કે આપણે વ્યક્તિગત રીતે પણ અને રાષ્ટ્રીય હેસિયતથી પણ પોતાના દીનના સત્ય હોવા અંગે મૂર્તિમંત સાક્ષી બની જઈએ.

આપણી વ્યક્તિઓનું ચારિત્ર્ય તેની સચ્ચાઈનો પુરાવો આપે. આપણા ઘરો તેની સુવાસથી મહેકે અને આપણી દુકાનો તથા આપણા કારખાનાઓ તેના પ્રકાશથી ઝગમગે, આપણી સંસ્થાઓ અને આપણી શાળાઓ તેના પ્રકાશથી પ્રકાશિત થાય, આપણું સાહિત્ય અને આપણું પત્રકારત્વ (Journalism) તેની અચ્છાઈઓનું પ્રમાણ પણ રજૂ કરે. આપણી રાષ્ટ્રીય નીતિ અને સામૂહિક પ્રયત્નો તેના સત્ય હોવાની સ્પષ્ટ દલીલ હોય. ટૂંકમાં આપણે જ્યાં અને જે સ્થિતિમાં પણ કોઈ વ્યક્તિ અથવા જાતિના સંપર્કમાં આવીએ તેને આપણા વ્યક્તિગત અને રાષ્ટ્રીય ચારિત્ર્યમાં એ વાતનો પુરાવો મળે છે કે જે વાતોને અમે સત્ય કહીએ છીએ તે સાચે જ સત્ય છે અને સાચે જ તેનાથી માનવીય જીવન સૌથી સદાચારપૂર્ણ અને ઉચ્ચ બની જાય છે, પછી એ પણ જણાવી દઉં કે સાક્ષી ત્યારે જ પૂરી થઈ શકે જ્યારે આ સિદ્ધાંતો પર આધારિત એક રાજ્યની સ્થાપના થઈ જાય અને તે સંપૂર્ણ દીનને વ્યવહારમાં આચરી પોતાનો ન્યાય, પોતાના સુધારાવાદી કાર્યક્રમ, પોતાની સુવ્યવસ્થા, પોતાની શાંતિ, પોતાના નાગરિકોના કલ્યાણ અને સુખાકારી, પોતાના શાસકોના નેક ચારિત્ર્ય, પોતાનું સદાચારપૂર્ણ આંતરિક રાજકારણ, પોતાની પ્રામાણિક વિદેશનીતિ, પોતાના સૌજન્યપૂર્ણ યુદ્ધ અને પોતાની વફાદારીપૂર્વકની સુલેહ દ્વારા સમગ્ર વિશ્વને એ વાતની સાક્ષી આપે છે કે જે ધર્મે આ રાજ્યને જન્મ આપ્યો છે તે વાસ્તવમાં માનવ-કલ્યાણની ખાતરી આપે છે અને તેના અનુકરણમાં જ માનવજાતનું હિત છે.

આ સાક્ષી સાથે જ્યારે શાબ્દિક સાક્ષી ભળી જાય તો તે જવાબદારી સંપૂર્ણપણે અદા થઈ જાય છે જે મુસ્લિમ ઉમ્મત પર નાખવામાં આવી છે. ત્યારે સમગ્ર માનવજાત ઉપર દલીલ પૂરી થઈ જાય છે, અને ત્યારે જ આપણી ઉમ્મત એ યોગ્ય

બની શકે છે કે આખિરતની અદાલતમાં નબી અ.સ. પછી ઊભી થઈને સાક્ષી આપી શકે છે કે હુઝૂર સ.અ.વ.એ જે કાંઈ અમને પહોંચાડ્યું હતું તે અમે લોકોએ(બીજા લોકો સુધી) પહોંચાડી દીધું, અને આમ છતાં પણ જે લોકો સત્ય માર્ગ પર ન આવે તેઓ પોતાના દુરાચાર માટે પોતે જ જવાબદાર છે.

સાહેબો ! આ તો તે સાક્ષી છે જે મુસલમાન હોવાની હેસિયતથી આપણને વાણી અને વર્તન દ્વારા આપવી જોઈતી હતી. પરંતુ હવે જુઓ કે આપણે વાસ્તવમાં કઈ સાક્ષી આપી રહ્યાં છીએ. પહેલાં શાબ્દિક સાક્ષીનું અવલોકન કરીએ. આપણો એક ખૂબ જ નાનો સમૂહ એવો છે જે ક્યાંક વ્યક્તિગત રીતે અને ક્યાંક સામૂહિક રીતે વાણી તથા લેખો દ્વારા ઇસ્લામની સાક્ષી આપી રહ્યો છે. અને એમાં પણ એવા લોકો કદાચ આંગળીના વેઢે ગણી શકાય એટલા જ છે જે સાક્ષી એ રીતે આપી રહ્યાં હોય જેવી રીતે તે આપવાનો હક્ક હોય. આ નાના જૂથને જો આપ જુદો પાડી દેશો તો જોશો કે મુસલમાનોની સામૂહિક સાક્ષી ઇસ્લામના પક્ષમાં નહીં બલ્કે તેની વિરુદ્ધ જઈ રહી છે.

આપણા જમીનદારો સાક્ષી આપી રહ્યાં છે કે ઇસ્લામના વારસા કાનૂન ખોટાં છે અને અજ્ઞાનતા યુગની પદ્ધતિઓ સાચી છે. આપણા વકીલો અને ન્યાયાધીશો અને મેજિસ્ટ્રેટો સાક્ષી આપી રહ્યાં છે કે ઇસ્લામના બધા કાનૂનો ખોટાં છે, બલ્કે ઇસ્લામી કાનૂનનો મૂળભૂત દૃષ્ટિબિંદુ જ અમને સ્વીકાર્ય નથી. અને સાચા કાનૂનો માત્ર તે જ છે જે મનુષ્યોએ ઘડ્યા છે. આપણા શિક્ષકો, પ્રાધ્યાપકો અને શૈક્ષણિક સંસ્થાઓ સાક્ષી આપી રહી છે કે ફિલસૂફી, ઇતિહાસ અને સામાજિકશાસ્ત્રો, અર્થશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્ર અને કાનૂન તથા નીતિમત્તા અંગેના તે જ દૃષ્ટિબિંદુઓ સાચા છે જે પશ્ચિમના નાસ્તિક શિક્ષણ પાસેથી લેવામાં આવ્યા છે અને આ બાબતોમાં ઇસ્લામનો દૃષ્ટિબિંદુ ધ્યાન આપવા લાયક પણ નથી. આપણા સાહિત્યકારો સાક્ષી આપી રહ્યાં છે કે તેમની પાસે પણ સાહિત્યનો એ જ સંદેશ છે જે ઇંગ્લેન્ડ, ફ્રાન્સ અને રશિયાના નાસ્તિક સાહિત્યકારો પાસે છે, અને મુસલમાન હોવાની હેસિયતથી તેમના સાહિત્યનો કોઈ સ્થાયી આત્મા નથી.

આપણું પત્રકારત્વ સાક્ષી આપી રહ્યું છે કે તેની પાસે પણ વાદ-વિવાદ અને સમસ્યાઓ તથા પ્રચારની તે જ પદ્ધતિઓ છે જે બિનમુસ્લિમો પાસે છે. આપણા વહેપારીઓ અને ઉદ્યોગપતિઓ સાક્ષી આપી રહ્યાં છે કે ઇસ્લામે લેવડ-દેવડ માટે જે હદો નક્કી કરી છે તે અવ્યવહારૂ છે, અને વેપાર માત્ર એ પદ્ધતિઓ પ્રમાણે જ

થઈ શકે છે જેના પર કાફિરો ચાલી રહ્યાં છે. આપણા નેતાઓ સાક્ષી આપી રહ્યાં છે કે તેમની પાસે પણ રાષ્ટ્રીયતાના તે જ સૂત્રો છે, તે જ રાષ્ટ્રીય માગણીઓ છે, રાષ્ટ્રીય સમસ્યાઓને ઉકેલવાની તે જ રીતો છે, રાજકારણ અને સંવિધાનના નિયમો તે જ છે જે કાફિરો પાસે છે, અને ઇસ્લામે આ અંગે કોઈ માર્ગદર્શન નથી આપ્યું. આપણી જનતા સાક્ષી આપી રહી છે કે તેની પાસે વાણીનો કોઈ ઉપયોગ દુનિયા અને તેની બાબતોની ચર્ચા કરવા સિવાયનો નથી અને તેઓ એવું કોઈ દીન ધરાવતા જ નથી જેની તેઓ ચર્ચા કરે અથવા તેની વાતોમાં તેઓ પોતાનો થોડોક સમય ખર્ચે. આ છે તે શાબ્દિક સાક્ષી જે સામૂહિક રીતે આપણી સમગ્ર ઉમ્મત હિંદુસ્તાનમાં જ નહિં સમગ્ર વિશ્વમાં આપી રહી છે.

હવે વ્યવહારિક સાક્ષી તરફ આવો. તેની સ્થિતિ શાબ્દિક સાક્ષી કરતાં પણ વધુ ખરાબ છે. એમાં શંકા નથી કે આપણી ક્યાંક ક્યાંક કેટલીક એવી સદાચારી વ્યક્તિઓ જોવા મળે છે જે પોતાના જીવનમાં ઇસ્લામનું દર્શન કરાવે છે, પરંતુ લોકોની બહુમતીની સ્થિતિ શું છે ? વ્યક્તિગત રીતે સામાન્ય મુસલમાનો પોતાના વ્યવહારમાં ઇસ્લામનું જે પ્રતિનિધિત્વ કરે છે તે એ છે કે ઇસ્લામના પ્રભાવ હેઠળ પાલન-પોષણ પામનારી વ્યક્તિઓ કોઈ પણ રીતે કુફ્ર દ્વારા તૈયાર કરવામાં આવેલ વ્યક્તિઓ કરતાં ચઢિયાતી અથવા જુદી નથી. બલ્કે ઘણી બાબતોમાં તો તેમની સરખામણીમાં ઊતરતી કક્ષાની છે. તેઓ જૂઠું બોલી શકે છે, વિશ્વાસઘાત કરી શકે છે, અત્યાચાર ગુજારી શકે છે, દગો કરી શકે છે, પોતાના વચનથી ફરી શકે છે, તેઓ ચોરી અને લૂંટ કરી શકે છે, તેઓ હુલ્લડ કરી શકે છે, તેઓ સ્વમાન વિરોધી તથા નિર્લજ્જતાના સમગ્ર કાર્યો કરી શકે છે અને આ સૌ દુરાચારોમાં તેમનું પ્રમાણ કોઈ કાફિર જાતિ કરતાં ઓછું નથી. પછી આપણી સભ્યતા, આપણી રહેણી-કરણી, આપણા રિવાજો અને આપણા ઉત્સવો, આપણા મેળાઓ અને પર્વ, આપણી સભાઓ અને સરઘસો, ટૂંકમાં એ કે આપણા સામૂહિક જીવનનું કોઈ પાસું એવું નથી જેમાં આપણે ઇસ્લામના કોઈ અંશનું પણ યોગ્ય પ્રતિનિધિત્વ કરતાં હોઈએ. આ વસ્તુ જાણે એ વાતની જીવંત સાક્ષી છે કે ઇસ્લામના અનુયાયીઓ પોતે જ પોતાના માટે ઇસ્લામને બદલે અજ્ઞાનતાને વધુ પસંદગી આપવા યોગ્ય સમજે છે.

આપણે મદ્રસા બનાવીએ છીએ તો શિક્ષણ, શિક્ષણ-વ્યવસ્થા અને શિક્ષણનો આત્મા બધું જ કાફિરો પાસેથી લઈએ છીએ. આપણે સંસ્થાઓ સ્થાપીએ છીએ તો

હેતુ, સંગઠન અને કાર્યપદ્ધતિ બધું એ જ રાખીએ છીએ જે કાફિરોની કોઈ સંસ્થાના હોઈ શકે છે. આપણી સમગ્ર કોમ સામૂહિક રીતે કોઈ પ્રયત્ન કરવા તૈયાર થાય છે તો તેની માગણી, તેના પ્રયાસની રીત, તેની સંસ્થાનું બંધારણ અને વ્યવસ્થા, તેના સૂચનો, વક્તવ્યો અને નિવેદનો સર્વ કંઈ કાફિર રાષ્ટ્રો-જાતિઓના પ્રયત્નોની આબેહૂબ નકલ હોય છે. હદ તો એ છે કે જ્યાં આપણી સ્વતંત્ર અથવા અર્ધસ્વતંત્ર હકૂમતો અસ્તિત્વમાં છે ત્યાં પણ આપણે હકૂમતની બુનિયાદ, હકૂમતની વ્યવસ્થા અને કાનૂનનો સંગ્રહ કાફિરો પાસેથી લઈ લીધાં છે. ઇસ્લામનો કાનૂન કેટલીક હકૂમતોમાં માત્ર પર્સનલ લૉની હદ સુધી બાકી રહ્યો છે અને કેટલાકે તો તેને પણ સુધારા કર્યા વગર નથી છોડ્યું.

તાજેતરમાં જ એક અંગ્રેજ લેખક લોરેન્સ બ્રાઉને પોતાના પુસ્તક "ધી પ્રોસ્પેક્ટ્સ ઑફ ઇસ્લામ" માં મહેણું માર્યું છે કે જયારે અમે હિંદુસ્તાનમાં ઇસ્લામના દીવાની અને ફોજદારી કાનૂનો જૂનવાણી અને અવ્યવહારૂ સમજીને રદ કર્યા હતાં અને મુસલમાનો માટે તેમનું પર્સનલ લૉ રહેવા દીધું હતું, તો મુસલમાનોએ તેના પ્રત્યે સખત અણગમો વ્યક્ત કર્યો હતો, કેમકે આ રીતે તેઓ એ જ સ્થિતિમાં મૂકાઈ જતા હતા જે ભૂતકાળમાં ઇસ્લામી રાજયોમાં ઝિમ્મીઓ (ઇસ્લામી રાજયના બિનમુસ્લિમ નાગરિકો)ની હતી, પરંતુ હવે હિંદુસ્તાનના મુસલમાનોએ તેને જ પસંદ કરી લીધું છે એટલું જ નહીં બલ્કે ખુદ મુસલમાન હકૂમતોએ આ બાબતમાં અમારૂં અનુકરણ કર્યું છે. તુર્કી અને અલબાનિયાએ તો તેનાથી પણ આગળ વધીને નિકાહ, તલાક અને વારસાના કાનૂનોમાં પણ અમારા ધોરણો પ્રમાણે સુધારાઓ કરી દીધા છે. અને એ વાત સ્પષ્ટ થઈ ગઈ છે કે મુસલમાનોની એ કલ્પના કે કાનૂનનું સ્રોત-ઉદ્‌ગમ-સ્થાન અલ્લાહની ઇચ્છા-ઇરાદો છે એ એક પવિત્ર કાલ્પનિક કથાથી વધુ કાંઈ ન હતું. આ છે તે વ્યવહારિક સાક્ષી જે સમગ્ર વિશ્વના મુસલમાનો લગભગ એકત્ર થઈને ઇસ્લામ વિરુદ્ધ આપી રહ્યાં છે, આપણે જીભથી ગમે તે કહીએ પરંતુ આપણું સામૂહિક વર્તન સાક્ષી આપી રહ્યું છે કે આ દીનની કોઈ પણ રીત અમને પસંદ નથી અને તેના કોઈ પણ કાનૂનમાં અમને પોતાનું કલ્યાણ તથા સફળતા જણાતા નથી.

સત્યનું આ છુપાવવું અને અસત્યની આ સાક્ષીનો જે ગુનો આપણે કરી રહ્યાં છીએ તેનું પરિણામ આપણને તે જ ભોગવવું પડ્યું છે જે આવા ગંભીર અપરાધ માટે અલ્લાહના કાનૂનમાં નક્કી છે. જયારે કોઈ જાતિ-રાષ્ટ્ર ખુદાની નેઅ્મતને

ઠુકરાવે છે અને પોતાના સર્જકથી બેવફાઈ કરે છે તો ખુદા તેને દુનિયામાં પણ અઝાબ (દુ:ખ, સંકટ) આપે છે અને આખિરતમાં પણ. યહૂદીઓ અંગે ખુદાનો આ નિયમ પૂરો થઈ ચૂક્યો છે અને હવે આપણે અપરાધીઓના પાંજરામાં ઊભા છીએ. યહૂદીઓ સાથે અલ્લાહતઆલાને વ્યક્તિગત રીતે કોઈ દુશ્મનાવટ ન હતી કે એ માત્ર તેમને આ અપરાધની સજા આપતો. અને આપણી સાથે તેનું કોઈ સગપણ નથી કે આપણે એ જ ગુનો કરીએ અને સજામાંથી છટકી જઈએ. હકીકત એ છે કે આપણે સત્યની સાક્ષી આપવામાં જેટલી હદે કમી કરતાં ગયાં છીએ, અસત્યની સાક્ષી આપવામાં આપણાં પગલાં જેટલી ઝડપથી આગળ મંડાયા છે બિલકુલ એ જ ઝડપથી આપણું પતન થતું ગયું છે.

ગત્ એક જ સદીમાં મોરોક્કોથી લઈને ઈસ્ટ ઇન્ડિઝ સુધીનાં અનેક દેશો આપણા હાથમાંથી નીકળી ગયા. મુસ્લિમ કોમ-રાષ્ટ્રો એક પછી એક પરાજિત અને પરાધીન બનતાં ગયાં, મુસલમાનનું નામ ગૌરવ અને પ્રતિષ્ઠાનું નામ ન રહ્યું બલ્કે અપમાન, ગરીબી અને પછાતપણાનું પ્રતીક બની ગયું. દુનિયામાં આપણી કોઈ આબરૂ બાકી ન રહી, ક્યાંક આપણી કત્લેઆમ થઈ, ક્યાંક આપણને ઘરબાર વગરના બનાવી દેવામાં આવ્યાં, ક્યાંક આપણને બૂરા અઝાબ (પ્રકોપ)નો સ્વાદ ચખાડવામાં આવ્યો અને ક્યાંક આપણને ચાકરી અને નોકરી માટે બાકી રાખવામાં આવ્યા. જ્યાં મુસલમાનોના પોતાના રાજ્યો બાકી રહ્યાં ત્યાં પણ તેમને સતત પરાજય સાંપડ્યો અને આજે તેમની સ્થિતિ એ છે કે તેઓ બાહ્ય સત્તાઓના ભયથી ધ્રૂજી રહ્યાં છે.

જો તેમણે ઈસ્લામની શાબ્દિક અને વ્યવહારિક સાક્ષી આપી હોત તો કુફ્રના ધ્વજ-વાહકો તેમના ભયથી ધ્રૂજી રહ્યાં હોત. વધુ છેટે જવાની જરૂર નથી, ખુદ હિંદુસ્તાનમાં પોતાની હાલત જોઈ લો. સાક્ષી આપવામાં આપે જે કસર રાખી બલ્કે પોતાની વાણી અને વર્તનથી સત્ય વિરુદ્ધ જે સાક્ષી આપતાં રહ્યાં તેનું જ આ પરિણામ છે કે સમગ્ર દેશ આપના હાથમાંથી જતું રહ્યું. પહેલાં તો આપ મરાઠાઓ અને શીખો દ્વારા બરબાદ થયા. પછી અંગ્રેજોની ગુલામી આપના ભાગે આવી. અને હવે ભૂતકાળની બરબાદીઓથી પણ વધુ ભયંકર બરબાદીઓ આપના સમક્ષ આવી રહી છે. આજે આપની સમક્ષ સૌથી મોટો પ્રશ્ન લઘુમતી અને બહુમતીનો છે અને આપ એ ભયથી ધ્રૂજી રહ્યાં છો કે ક્યાંક હિંદુ બહુમતી અમને પોતાની ગુલામ ન બનાવી લે, અને અમારી દશા એ જ ન થાય જે શુદ્ર જાતિઓની થઈ છે. પરંતુ ખુદા માટે મને બતાવો કે જો આપ ઈસ્લામની સાચી સાક્ષી આપનારા હોત

તો શું અહીં કોઈ એવી બહુમતીનું અસ્તિત્વ હોત જેનો આપને ભય હોત? અથવા આજે પણ જો આપ વાણી અને વર્તન દ્વારા ઈસ્લામની સાક્ષી આપવા લાગો તો શું આ લઘુમતી અને બહુમતીના પ્રશ્નોનો થોડાક જ વર્ષોમાં અંત નહીં આવી જાય?

આરબમાં એક લાખમાં એકનું સંખ્યાબળ ધરાવનાર લઘુમતીને અત્યંત સંકુચિત અને જુલ્મી બહુમતીએ દુનિયામાંથી નેસ્તનાબૂદ કરવાનું નક્કી કર્યું હતું. પરંતુ ઈસ્લામની સાચી સાક્ષી દ્વારા દસ વર્ષમાં આ જ લઘુમતી સો ટકા બહુમતીમાં ફેરવાઈ ગઈ. પછી જ્યારે ઈસ્લામના આ સાક્ષીઓ આરબ બહાર નીકળ્યાં તો પચ્ચીસ વર્ષમાં તુર્કસ્તાનથી લઈ મોરોક્કો સુધીના અસંખ્ય રાષ્ટ્રો તેમની સાક્ષી પર ઈમાન લાવવા લાગ્યા અને જ્યાં સો ટકા અગ્નિપૂજક, મૂર્તિપૂજક અને ખ્રિસ્તી વસતા હતા ત્યાં સો ટકા મુસલમાન વસવા લાગ્યા. કોઈ દુરાગ્રહ, કોઈ પક્ષપાત અને કોઈ ધાર્મિક સંકુચિતતા એટલા મુશ્કેલ પુરવાર ન થયા કે સત્યની જીવંત અને સાચી સાક્ષી સમક્ષ ઊભા રહી શકે. અત્યારે જો આપ બરબાદ થઈ રહ્યાં છો અને પોતાને આના કરતાં વધુ બરબાદીના ભયમાં જુઓ છો તો તે સત્યને છુપાવવા અને અસત્યની સાક્ષી આપવાની સજા સિવાય બીજું શું છે?

આ તો અપરાધની એ સજા છે જે આપને દુનિયામાં મળી રહી છે. આખિરતમાં આના કરતાં પણ વધુ સખત સજા થવાનો ભય છે. જ્યાં સુધી આપ સત્યના સાક્ષી હોવાની હેસિયતથી પોતાનું કર્તવ્ય નથી બજાવતા ત્યાં સુધી દુનિયામાં જે પણ માર્ગભ્રષ્ટતા પ્રસરશે, જે પણ પ્રકારનું જુલ્મ, બૂરાઈ અને વિદ્રોહ ઉદ્‌ભવશે, જે પણ અનીતિઓ અને દુરાચાર પ્રચલિત થશે તે સૌની જવાબદારીથી આપ મુક્ત નહીં થઈ શકો. આપ જો આ બૂરાઈઓને પેદા કરવાના જવાબદાર નથી તો તેના ઉદ્‌ભવના કારણો બાકી રાખવા અને તેને ફૂલવા-ફાલવાની પરવાનગી આપવા માટે જવાબદાર જરૂર છો.

સાહેબો! જે કાંઈ મેં જણાવ્યું છે તેનાથી આપને જાણ થઈ ગઈ હશે કે મુસલમાન હોવાની રૂએ આપણે શું કરવું જોઈતું હતું અને આપણે શું કરી રહ્યાં છીએ, અને એ પણ જાણ થઈ ગઈ હશે કે જે કાંઈ આપણે કરી રહ્યાં છીએ તેના શું ફળ ભોગવી રહ્યાં છીએ? આ દૃષ્ટિબિંદુથી જો આપ વાસ્તવિક્તા પર દૃષ્ટિપાત કરશો તો તમે પોતે એ વાત સમજી જશો કે મુસલમાનોએ હિંદુસ્તાનમાં અને વિશ્વના બીજા દેશોમાં જે સમસ્યાઓને પોતાના રાષ્ટ્રીય જીવનની અસલ સમસ્યાઓ સમજી લીધી છે અને જેને ઉકેલવા તેઓ કેટલીક પોતાના મગજ દ્વારા ઉપજાવવામાં આવેલ

અને મોટાભાગની બીજાઓ પાસેથી શીખવવામાં આવેલી યુક્તિઓ પર પોતાનું તમામ બળ કેન્દ્રિત કરી દીધું છે.

વાસ્તવમાં તેમાંથી કોઈ પણ સમસ્યા તેમની મૂળ સમસ્યા નથી અને તેના ઉકેલના ઉપાયો કરવામાં સમય, શક્તિ અને ધનનો આ વ્યય માત્ર નુકસાન છે. એ પ્રશ્નો કે કોઈ લઘુમતી એક શક્તિશાળી બહુમતી વચ્ચે રહીને પોતાનું અસ્તિત્વ, પોતાના હિતો અને પોતાના હક્કોની રક્ષા કઈ રીતે કરે, અને કોઈ બહુમતી પોતાની હદોમાં તે સત્તા કઈ રીતે પ્રાપ્ત કરે જે તેને બહુમતીમાં હોવાના કારણે મળવી જોઈએ, અને એક ગુલામ જાતિ-રાષ્ટ્ર-કોઈ વિજયી રાષ્ટ્ર-જાતિના પ્રભુત્વમાંથી કઈ રીતે મુક્ત થાય, અને એક કમજોર જાતિ-રાષ્ટ્ર-કોઈ શક્તિશાળી રાષ્ટ્રની લૂંટથી પોતાને કઈ રીતે બચાવે, અને પછાત રાષ્ટ્ર તે ઉન્નતિ, સુખાકારી અને સત્તા કઈ રીતે પ્રાપ્ત કરે જે દુનિયાની બળવાન જાતિઓ પ્રાપ્ત કરે છે.

આ અને આના જેવી બીજી સમસ્યાઓ બિનમુસ્લિમો માટે જરૂર મહત્ત્વ ધરાવે છે અને આ સમસ્યાઓ તેમના માટે પ્રાથમિક મહત્ત્વની સમસ્યાઓ બની શકે છે, પરંતુ આપણે મુસલમાનો માટે આ સમસ્યાઓ વાસ્તવમાં કોઈ સ્થાયી સમસ્યાઓ જ નથી બલ્કે માત્ર એ બેદરકારીની આડપેદાશો છે જે આપણે પોતાના મૂળ કાર્યમાં દાખવતા રહ્યાં છીએ અને આજે પણ દાખવી રહ્યાં છીએ. જો આપણે એ કાર્ય કર્યું હોત તો આજે કેટલીય જટિલ અને વ્યાકુળ બનાવનાર સમસ્યાઓનું આ જંગલ આપણાં માટે પેદા જ થયું ન હોત અને આજે પણ આપણે આ જંગલને કાપવામાં પોતાની શક્તિઓ ખર્ચવાને બદલે આ કાર્ય પર પોતાનું પૂરૂં ધ્યાન અને પોતાના પ્રયત્નો કેન્દ્રિત કરી દઈએ તો પળવારમાં જ આ જંગલ પોતાની મેળે સાફ થઈ જાય. કેમ કે દુનિયાની સફાઈ અને સુધારણાની જવાબદારી આપણી હતી. આપણે આપણું કર્તવ્ય બજાવવાનું છોડી દીધું તો વિશ્વ કાંટાળા જંગલોથી ભરાઈ ગયું અને તેનો સૌથી વધુ કાંટાળો ભાગ આપણાં ભાગ્યમાં લખવામાં આવ્યો.

અફસોસ છે કે મુસલમાનોના ધાર્મિક અગ્રણીઓ અને રાજકીય નેતાઓ આ વાત સમજવાનો પ્રયત્ન નથી કરતા અને દરેક જગ્યાએ તેમને એ જ ખાતરી આપવામાં આવે છે કે તમારી મૂળ સમસ્યાઓ તે જ છે એટલે કે લઘુમતી અને બહુમતી, રાષ્ટ્રની આઝાદી અને રાષ્ટ્રની રક્ષા તથા ભૌતિક પ્રગતિની સમસ્યાઓ છે. આ ઉપરાંત આ સાહેબો આ સમસ્યાઓના ઉકેલના ઉપાયો પણ એ જ બતાવે છે કે જે તેમણે બિનમુસ્લિમો પાસેથી શીખ્યા છે.

પરંતુ મને ખુદાના અસ્તિત્વ ઉપર જેટલો વિશ્વાસ છે તેટલો જ વિશ્વાસ એ વાત ઉપર પણ છે કે આપને તદ્દન ખોટા માર્ગે દોરવામાં આવી રહ્યાં છે અને આ માર્ગો ઉપર ચાલીને આપ કદી પણ પોતાના કલ્યાણની મંઝિલને નહીં પામી શકો. હું આપનો સખત દુશ્મન હોઈશ જો લાગ-લપેટ વિના આપને સ્પષ્ટપણે એ ન બતાવી દઉં કે આપના જીવનની મૂળ સમસ્યા શી છે. મારા જ્ઞાન પ્રમાણે આપના વર્તમાન અને ભવિષ્યનો આધાર એ વાત ઉપર રહેલો છે કે આપ એ માર્ગદર્શન સાથે શું વર્તાવ કરો છો જે આપને ખુદાના રસૂલ સ.અ.વ. દ્વારા મળ્યું છે અને જેની સાથેના સંબંધને કારણે આપને મુસલમાન કહેવામાં આવે છે અને આપ ઈચ્છતા હો કે ન ઈચ્છતા હો દુનિયામાં તો આપની ગણતરી ઈસ્લામના પ્રતિનિધિઓમાં થાય છે.

જો આપ તેનું સાચું અનુકરણ કરો અને પોતાની વાણી તથા વર્તન દ્વારા તેની સાચી સાક્ષી આપો અને આપના સામૂહિક વર્તનમાં સંપૂર્ણ ઈસ્લામની યોગ્ય અભિવ્યક્તિ થવા લાગે તો આપ દુનિયામાં પ્રતિષ્ઠિત અને આખિરતમાં સફળ થશો. ભય અને શોક, અપમાન અને ગરીબી તથા ગુલામીના આજે જે કાળા વાદળો આપની ઉપર છવાયાં છે તે થોડાક જ વર્ષોમાં છંટાઈ જશે. આપનું સત્ય-આમંત્રણ અને સદાચારી ચારિત્ર્ય દિલો ઉપર વિજય મેળવતું જશે. દુનિયામાં આપની પ્રતિષ્ઠામાં વધારો થવા લાગશે. આપની પાસેથી ન્યાયની અપેક્ષાઓ રાખવામાં આવશે.

આપની પ્રમાણિકતા ઉપર વિશ્વાસ કરવામાં આવશે, આપનાથી ભલાઈની અપેક્ષાઓ રાખવામાં આવશે, કુફ્રના નેતાઓની કોઈ પ્રતિષ્ઠા આપના મુકાબલામાં બાકી નહીં રહી જાય. તેમની બધી ફિલસૂફીઓ અને રાજકીય તથા આર્થિક દષ્ટિબિંદુઓ આપની સચ્ચાઈ અને સદાચારના મુકાબલામાં ખોટો ઢોળ પુરવાર થશે અને એ શક્તિઓ જે આજે તેમની છાવણીમાં દેખાઈ રહી છે તે તૂટી તૂટીને ઈસ્લામની છાવણીમાં આવવા લાગશે. અહીં સુધી કે એક સમય એવો પણ આવશે કે જ્યારે સામ્યવાદ ખુદ મોસ્કોમાં બચાવ માટે હેરાન હશે. મૂડીવાદી લોકશાહી ખુદ વોશિંગ્ટન અને ન્યૂયોર્કમાં પોતાના રક્ષણ માટે ધ્રૂજી રહી હશે. ભૌતિકવાદી નાસ્તિકતા ખુદ લંડન અને પેરિસની યુનિવર્સિટીઓમાં સ્થાન મેળવવા અસમર્થ હશે.

જાતિવાદ અને રાષ્ટ્રવાદ ખુદ બ્રાહ્મણો અને જર્મનોમાં પોતાના શ્રદ્ધાળુઓ મેળવી

નહીં શકે. અને ઇતિહાસમાં એ યુગ માત્ર એક બોધપાઠ તરીકે બાકી રહી જશે કે ઈસ્લામની વિશ્વવ્યાપી અને વિશ્વવિજયી શક્તિના અનુયાયીઓ પણ ક્યારેક એટલા મૂર્ખ બની ગયાં હતાં કે મૂસા અ.સ. ની લાકડી તેમની પાસે હતી છતાં લાઠીઓ અને રસ્સીઓને જોઈ ધ્રૂજી રહ્યાં હતાં. આપનું આ ભવિષ્ય ત્યારે હશે કે જ્યારે આપ ઈસ્લામના અનુયાયી અને સાચા સાક્ષી હોવ, આની વિરુદ્ધ જો આપનો વર્તાવ એ રહેશે કે ખુદા દ્વારા મોકલવામાં આવેલ માર્ગદર્શન ઉપર સુવર્ણ પર બેસેલા સાપની જેમ બેસી રહો છો, ન પોતે તેનો લાભ ઉઠાવો છો, ન બીજાને લાભ ઉઠાવવા દો છો. પોતાને મુસલમાન કહીને પ્રતિનિધિ તો ઈસ્લામના બન્યા છો પરંતુ પોતાની સામૂહિક વાણી તથા વર્તન દ્વારા સાક્ષી મોટા ભાગે અજ્ઞાનતા, શિર્ક (અનેકેશ્વરવાદ), દુનિયા-પરસ્તી અને નૈતિક નિર્બંધતાની આપો છો.

ખુદાનો ગ્રંથ તો અભરાઈએ ચડાવી દીધો છે અને માર્ગદર્શન માટે કુફ્રના દરેક નેતા અને અંધકાર-પથભ્રષ્ટતાના ઉદ્‌ગમ તરફ જાઓ છો. દાવો ખુદાની બંદગી-ભક્તિનો છે અને બંદગી દરેક તાગૂત (અલ્લાહના વિદ્રોહીઓ) ની કરવામાં આવી રહી છે. મૈત્રી અને દુશ્મની પોતાના સ્વાર્થ માટે છે, જ્યારે પક્ષકાર બન્નેમાં ઈસ્લામને બનાવવામાં આવી રહ્યો છે. અને આ રીતે પોતાનું જીવન ઈસ્લામની બરકતોથી વંચિત કરી લીધું છે. અને દુનિયાને પણ તેની તરફ આકૃષ્ટ કરવાને બદલે ઊલ્ટું તેના પ્રત્યે ધૃણા જન્માવી રહ્યાં છે. તો આ સ્થિતિમાં ન તો આપની દુનિયા સુધરી શકે છે અને ન તો આખિરત. અલ્લાહના નિયમ પ્રમાણે આનું પરિણામ તો તે જ છે જે આપ જોઈ રહ્યાં છો અને ભવિષ્યની સ્થિતિ આના કરતાં પણ વધુ ખરાબ હોય તો તેની શક્યતા નકારી શકાય નહીં.

ઈસ્લામનો લેબલ ઉતારી સ્પષ્ટપણે કુફ્ર અપનાવી લો તો ઓછામાં ઓછું તમારું જીવન તો તેવું જ બની જશે જેવું અમેરિકા, રશિયા અને બ્રિટનનું છે. પરંતુ મુસલમાન હોવા છતાં બિન-મુસ્લિમ બની રહેવું અને ખુદાના દીનનું ખોટું પ્રતિનિધિત્વ કરી દુનિયા માટે માર્ગદર્શનના દ્વાર બંધ કરી દેવા એ એવો અપરાધ છે જે આપને દુનિયામાં પણ સુખી નહીં થવા દે. આ અપરાધની જે સજા કુર્આનમાં લખેલી છે અને જેનો જીવંત પુરાવો યહૂદી કૌમ આપની સમક્ષ મૌજૂદ છે જેને આપ ટાળી નથી શક્તાં, પછી ભલે આપ સંયુક્ત રાષ્ટ્રીયતાના અહ્‌વનુલબલીય્યતૈન (Lesser Evil) ને અપનાવો અથવા પોતાને એક અલગ રાષ્ટ્ર તરીકે સ્વીકારી તે સર્વ કાંઈ પ્રાપ્ત કરો જે મુસ્લિમ રાષ્ટ્રવાદ પ્રાપ્ત કરવા માગે છે. આને ટાળવાનો

એક માત્ર માર્ગ એ છે કે આપ આ અપરાધને છોડી દો.

હવે હું આપને ટૂંકમાં બતાવીશ કે અમારા આંદોલનનો હેતુ શું છે. અમે એ સૌ લોકોને જે ઇસ્લામને પોતાનો દીન માને છે, એ આમંત્રણ આપીએ છીએ કે તેઓ આ દીનને સાચા અર્થમાં પોતાનો દીન બનાવે. તેને વ્યક્તિગત રીતે પોતાના જીવનમાં અને સામૂહિક રીતે પોતાના ઘર, કુટુંબ, સમાજ, શૈક્ષણિક સંસ્થાઓમાં, પોતાના સાહિત્ય અને પત્રકારત્વમાં, પોતાના કારભાર અને આર્થિક બાબતોમાં, પોતાની સમિતિઓ અને રાષ્ટ્રીય સંસ્થાઓ, અને સંપૂર્ણપણે પોતાની રાષ્ટ્રીય નીતિમાં વ્યવહારિક રીતે સ્થાપો અને પોતાની વાણી તથા વર્તન દ્વારા દુનિયા સમક્ષ તેની સાચી સાક્ષી આપો.

અમે તેમને કહીએ છીએ કે મુસલમાન હોવાની હેસિયતથી ઇકામતે દીન (દીનની-સ્થાપના) અને સત્યની સાક્ષી તમારા જીવનના મૂળ હેતુ છે. તેથી તમારા સમગ્ર પ્રયત્નો અને કાર્યોનું કેન્દ્ર આ વસ્તુ જ હોવી જોઈએ. એ દરેક કાર્ય અને વાત છોડી દો જે આની વિરુદ્ધ હોય અને જેના કારણે ઇસ્લામનું ખોટું પ્રતિનિધિત્વ થતું હોય. ઇસ્લામને સામે રાખી પોતાના સમગ્ર શાબ્દિક અને વ્યવહારિક વર્તન ઉપર પુનઃવિચારણા કરો, અને પોતાના સમગ્ર પ્રયત્નો એ માર્ગમાં લગાવી દો કે સંપૂર્ણ દીન અમલી રીતે સ્થપાઈ જાય. તેની સાક્ષી યોગ્ય રીતે અદા થાય અને તેના પ્રત્યે દુનિયાને એવું આમંત્રણ આપવામાં આવે કે એની પાસે કોઈ બહાનું ન રહે.

આ છે જમાઅતે ઇસ્લામીની સ્થાપનાનો એક માત્ર હેતુ. આ હેતુ સિદ્ધ કરવા અમે જે પદ્ધતિ અપનાવી છે તે એ છે કે સૌ પ્રથમ અમે મુસલમાનોને તેમની ફરજ યાદ અપાવીએ છીએ અને તેમને સાફ સાફ બતાવીએ છીએ કે ઇસ્લામ શું છે, તેના શું તકાદાઓ છે, મુસલમાન હોવાનો અર્થ શું છે અને વ્યક્તિના મુસલમાન બન્યા પછી તેના પર કઈ કઈ જવાબદારીઓ આવે છે.

આ વાતને જે લોકો સમજી જાય છે તેમને પછી અમે એ બતાવીએ છીએ કે ઇસ્લામના બધા તકાદા વ્યક્તિગત રીતે પૂરા કરી શકાતા નથી. તેના માટે તો સામૂહિક પ્રયત્નોની જરૂર છે. દીનનો એક ખૂબ જ નાનો ભાગ વ્યક્તિગત જીવન સાથે સંબંધ ધરાવે છે. જો તમે માત્ર આ જ ભાગ સ્થાપી લીધો તો ન સંપૂર્ણ દીન સ્થપાશે અને ન જ તેની સાક્ષી આપી શકાશે. બલ્કે જ્યારે સામૂહિક જીવન પર કુફ્રના શાસનનું પ્રભુત્વ હોય તો ખુદ વ્યક્તિગત જીવનના કેટલાય ભાગોમાં પણ દીન સ્થાપી શકાશેં નહીં, અને સામૂહિક શાસન-વ્યવસ્થાની પકડ રોજબરોજ આ

વ્યક્તિગત ઈસ્લામની હદોને ઘટાડતી જશે. તેથી જ સંપૂર્ણ દીનને સ્થાપવા અને તેની સાચી સાક્ષી અદા કરવા માટે એ અત્યંત અનિવાર્ય છે કે એ તમામ લોકો જે મુસલમાન હોવાની જવાબદારીઓનું ભાન અને તેને અદા કરવાનો ઈરાદો ધરાવતાં હોય એક થઈ જાય અને સંગઠિત થઈ દીનને અમલી રીતે સ્થાપવા અને દુનિયાને તેની તરફ આમંત્રણ આપવાંનો પ્રયત્ન કરે અને એ મુશ્કેલીઓને માર્ગમાંથી દૂર કરે જે દીનના આમંત્રણમાં અડચણરૂપ બનતી હોય.

આ જ કારણ છે કે દીનમાં જમાઅત-સંસ્થાને અનિવાર્ય ઠેરવવામાં આવી છે, અને દીનની સ્થાપના તથા દીનના આમંત્રણ માટેનું ક્રમ એ રાખવામાં આવ્યું છે કે પહેલાં એક સંસ્થા હોય, ત્યારબાદ ખુદાના માર્ગમાં પ્રયાસ કરવામાં આવે. અને આ જ કારણ છે કે જમાઅત-સામૂહિક્તા-વિનાના જીવનને અજ્ઞાનતાનું જીવન અને જમાઅતથી અલગ થઈ રહેવાને ઈસ્લામથી અલગ થવા બરાબર ગણવામાં આવ્યું છે.

إنا آمركم بخمس الله أمرني بهن الجماعة والسمع والطاعة والهجرة والجهاد في سبيل الله فإنه من خرج من الجماعة قيد شبر فقد خلع ربقة الإسلام من عنقه إلا أن يراجع ومن دعا بدعوى الجاهلية فهو من جثى جهنم. قالوا يا رسول الله وإن صام وصلى؟ قال وإن صلى وصام وزعم أنه مسلم (أحمد و حاكم)

ઈશારો એ હદીસ તરફ છે જેમાં નબી સ.અ.વ.એ ફરમાવ્યું છે :

"હું તમને પાંચ વાતોનો આદેશ આપું છું જેનો આદેશ મને અલ્લાહે આપ્યો છે. જમાઅત, શ્રવણ, આજ્ઞાપાલન, હિજરત અને ખુદાના માર્ગમાં જેહાદ. જે વ્યક્તિ જમાઅતથી એક વેંત જેટલી પણ દૂર થઈ ગઈ તેણે જાણે ઈસ્લામનો પટ્ટો પોતાની ગરદનમાંથી ઉતારી ફેંકી દીધો. સિવાય એ કે તે ઈસ્લામ તરફ પાછી આવી જાય, અને જેણે અજ્ઞાનતા એટલે કે ફૂટફાટ અને અવ્યવસ્થાનું આમંત્રણ આપ્યું તે જહન્નમી છે."

સહાબા રદિ. એ અરજ કરી, હે અલ્લાહના રસૂલ સ.અ.વ. ! ભલે તે રોઝા રાખતી હોય ને નમાઝ પઢતી હોય ?

ફરમાવ્યું : "હા, ભલે તે નમાઝ પઢે અને રોઝા રાખે અને મુસલમાન હોવાનો દાવો કરે." (અહમદ વ હાકિમ)

આ હદીસથી ત્રણ વાતો પુરવાર થાય છે:

(૧) દીનના કાર્યનું યોગ્ય ક્રમ એ છે કે પહેલાં જમાઅત હોય અને તેનું સંગઠન એ પ્રકારનું હોય કે સૌ લોકો કોઈ એકની વાત સાંભળે, અને તેની આજ્ઞાનું પાલન કરે. પછી પ્રસંગોને લક્ષમાં રાખીને હિજરત અને જેહાદ કરવામાં આવે.

(૨) જમાઅતથી અલગ થઈને રહેવું જાણે ઈસ્લામથી અલગ થવું છે, અને તેનો અર્થ એ છે કે મનુષ્ય એ જ જીવન તરફ પાછો ફરી રહ્યો છે જે ઇસ્લામની પહેલાં અજ્ઞાનતાના યુગમાં આરબો ગુજારતા હતા, તેમનામાં કોઈ કોઈનું સાંભળતું ન હતું.

(૩) ઈસ્લામના મોટા ભાગના તકાદાઓ અને તેના મૂળ ધ્યેયો જમાઅત અને સામૂહિક પ્રયત્નો દ્વારા જ પૂરા થઈ શકે છે. તેથી હુઝૂર સ.અ.વ. એ જમાઅતથી અલગ થનારને તેના નમાઝ અને રોઝા અને મુસલમાન હોવાના દાવા છતાં ઈસ્લામના વર્તુળમાંથી બહાર નીકળનાર ઠેરવ્યો. આ એ જ વિષયની સમજૂતી છે જે હઝરત ઉમર રદિ.એ પોતાના ઈર્શાદમાં ફરમાવી છે કે લા ઈસ્લામુ ઈલ્લા બિજમાઅતિન. (જામેઆ બયાનુલ ઈલ્મ લિ ઇબ્ને અબ્દુલબર)

જે લોકો આ વાત સમજી લે છે અને તેને સમજ્યા પછી તેમનામાં મુસલમાન હોવાની જવાબદારી એટલી પ્રબળ બની જાય છે કે તેઓ પોતાના દીન માટે પોતાના વ્યક્તિત્વ અને અહંકારનો ભોગ જમાઅતી-સામૂહિક-વ્યવસ્થાના બંધનો સ્વીકારી લે.તેમને અમે કહીએ છીએ કે તમારી સામે ત્રણ માર્ગ છે અને તમે જેને ચાહો તેને અપનાવવાની સ્વતંત્રતા છે. જો તમારૂં હ્રદય સાક્ષી આપે કે અમારૂં આમંત્રણ, ધ્યેય, માન્યતા, સામૂહિક-વ્યવસ્થા અને કાર્ય-પદ્ધતિ, બધું જ સંપૂર્ણ રીતે ઈસ્લામી છે; અને અમે તે જ કાર્ય કરવા માટે ઊભા થયાં છીએ જે કુર્આન અને હદીસની રૂએ મુસ્લિમ ઉમ્મતનું અસલ કાર્ય છે તો તમે અમારી સાથે આવી જાઓ. જો કોઈ કારણસર તમને અમારા ઉપર વિશ્વાસ ન હોય તો તમને બીજી કોઈ જમાઅત દેખાતી હોય જે શુદ્ધ ઈસ્લામી ધ્યેય માટે ઇસ્લામી પદ્ધતિ પ્રમાણે કાર્ય કરી રહી હોય તો તમે એમાં સામેલ થઈ જાઓ. અમને પોતાને પણ જો આવી કોઈ જમાઅત મળી હોત તો તેમાં સામેલ થઈ ગયા હોત, કેમ કે અમને અતડા રહેવાનો શોખ નથી અને જો તમને અમારા ઉપર પણ વિશ્વાસ ન હોય અને બીજી કોઈ જમાઅત ઉપર પણ, તો પછી તમારે પોતે પોતાની ઇસ્લામી ફરજ અદા કરવા ઊઠવું જોઈએ અને ઇસ્લામી પદ્ધતિ પ્રમાણે એક એવી જમાઅત બનાવવી જોઈએ જેનો હેતુ સંપૂર્ણ દીનની સ્થાપના અને વાણી તથા વર્તન દ્વારા તેની સાક્ષી આપવાનો હોય.

આ ત્રણેય પદ્ધતિઓમાંથી જે પણ પદ્ધતિ તમે અપનાવશો ઇન્શાઅલ્લાહ સત્ય માર્ગ પર રહેશો. અમે એ દાવો કદી પણ નથી કર્યો અને બુદ્ધિ તથા વિવેક સાથે એ

દાવો કરી પણ નથી શકતાં કે માત્ર અમારી જમાઅત જ સત્ય માર્ગ પર છે અને જે અમારી જમાઅતમાં નથી તે અસત્યના માર્ગ ઉપર છે. અમે લોકોને ક્યારેય પણ પોતાની જમાઅત તરફ આમંત્રણ નથી આપ્યું. અમારી દા'વત-આમંત્રણ તો માત્ર એ ફરજ તરફ છે જે મુસલમાન હોવાની હેસિયતથી અમારી અને આપની સમાનપણે છે. જો આપ તેને અદા કરી રહ્યાં છો તો સત્ય ઉપર છો, પછી અમારી સાથે મળીને કામ કરો કે ન કરો. અલબત્ત એ વાત કોઈ પણ રીતે યોગ્ય નથી કે આપ ન તો પોતે આ કાર્ય કરવા તૈયાર થાવ, ન જ તૈયાર થનારનો સાથ આપો અને જાતજાતના બહાના બનાવી દીનની સ્થાપના અને લોકો પર સાક્ષી આપવાની ફરજ ટાળો; અથવા એ કામોમાં પોતાની શક્તિ ખર્ચો જેનાથી દીનની જગ્યાએ કોઈ બીજી વ્યવસ્થાની સ્થાપના થતી હોય અને ઈસ્લામ સિવાય કોઈ બીજી વસ્તુની સાક્ષી આપની વાણી તથા વર્તન દ્વારા અપાય. આપણો વ્યવહાર દુનિયા અને દુનિયાવાસીઓ સાથે હોત તો બહાનાઓથી કામ ચાલી શકત. પરંતુ અહીં આપણો આ વ્યવહાર એ ખુદા સાથે છે જે સર્વજ્ઞાની છે. તેની સાથે કોઈ ચાલબાજી દ્વારા દગો નથી કરી શકાતો.

એમાં શંકા નથી કે એક જ હેતુ અને એક જ કાર્ય માટે વિવિધ જમાઅતો બનાવવી દેખીતી રીતે ખોટું જણાય છે, અને તેમાં અવ્યવસ્થાની બીક પણ રહેલી છે. પરંતુ જ્યારે ઈસ્લામી રાજ્ય-વ્યવસ્થા અસ્ત-વ્યસ્ત થઈ ચૂકી હોય અને પ્રશ્ન માત્ર એ વ્યવસ્થાને ચલાવવાનો જ નહીં પરંતુ તેને નવેસરથી સ્થાપવાનો હોય તો એ શક્ય નથી કે શરૂઆતમાં જ "અલ જમાઅત" અસ્તિત્વમાં આવી જાય જેમાં સમગ્ર ઉમ્મત સામેલ હોય અને જેને પોતાના માટે અનિવાર્ય બનાવવું દરેક મુસલમાન માટે આવશ્યક હોય અને જેનાથી અલગ રહેવાનો અર્થ અજ્ઞાનતા અને અલગ થઈ જવું ધર્મ પરિવર્તનનું સમાનાર્થી હોય. કાર્યારંભમાં એ સિવાય બીજો ઉપાય છે જ નહીં કે આ હેતુ માટે ઠેરઠેર વિવિધ જમાઅતો બને અને પોતાની રીતે કામ કરે. આ બધી જમાઅતો જો ન્યૂનાધિક્યથી મુક્ત હશે અને નિઃસ્વાર્થભાવે મૂળ ઈસ્લામી ધ્યેય માટે ઈસ્લામી પદ્ધતિ પ્રમાણે કાર્ય કરશે તો છેવટે તેઓ એક થઈ જશે. સત્ય-માર્ગના મુસાફરો વધુ સમય સુધી અલગ નથી રહી શકતા. સત્ય તેમને એક કરીને જ જંપે છે; કેમકે સત્ય તેની પ્રકૃતિમાં જ સંમેલન, પ્રેમ તથા એકતાની અપેક્ષા રાખે છે. દુશ્મનાવટ માત્ર ત્યારે પેદા થાય છે કે જ્યારે સત્યમાં અસત્યનું થોડું ઘણું મિશ્રણ હોય અથવા બાહ્ય દેખાવ સત્યનો હોય અને અંતરમાં અસત્ય કામ કરી રહ્યું હોય.

હવે હું ટૂંકમાં એ પણ જણાવી દઉં કે જે લોકો અમારી જમાઅતને પસંદ કરી તેમાં દાખલ થાય છે તેમની પાસેથી અમે શું અપેક્ષા રાખીએ છીએ ? અને તેમના માટે અમારી પાસે શું કાર્ય છે ? પોતાના સભ્યો પાસેથી અમે એ સિવાય કાંઈ નથી માગતા જે ઈસ્લામ દરેક મુસલમાન પાસેથી માગે છે, ન તો અમે ઈસ્લામના મૂળ તકાદામાં રત્તીભાર પણ કોઈ વસ્તુનો વધારો કરીએ છીએ અને ન તેમાંથી કોઈ વસ્તુ ઓછી કરીએ છીએ. અમે દરેક વ્યક્તિ સમક્ષ સંપૂર્ણ ઈસ્લામ તેમાં વધારો કે ઘટાડો કર્યા વિના રજૂ કરીએ છીએ અને કહીએ છીએ કે આ દીનનો જાણીબૂઝીને, વિવેકભાન સાથે સ્વીકાર કરો. તેના તકાદાઓ સમજીને યોગ્ય રીતે અદા કરો. પોતાની વાણી અને વિચાર તથા વર્તનમાંથી તે દરેક વસ્તુ કાઢી નાખો જે દીનના આદેશો અને તેની ભાવનાની વિરુદ્ધ હોય. પોતાના સમગ્ર જીવન દ્વારા ઈસ્લામની સાક્ષી આપો. બસ આ જ અમારી દાખલ ફી અને આ જ અમારા સભ્યપદના નિયમો છે.

અમારૂં બંધારણ, અમારી સામૂહિક-વ્યવસ્થા, સંગઠન અને એ વસ્તુ જેની તરફ અમે લોકોને બોલાવીએ છીએ અને સૌ જાણે છે અને તેનું અવલોકન કરી દરેક વ્યક્તિ જોઈ શકે છે. અમે અસલ ઈસ્લામમાં, એ ઈસ્લામમાં જે કુર્આન અને સુન્નત પર આધારિત છે, ન કોઈ વધારો કર્યો છે ન ઘટાડો, અમે એ માટે હંમેશાં તૈયાર છીએ કે જે વસ્તુ અંગે પણ કોઈ એ સાબિત કરી આપશે કે તે કુર્આન અને સુન્નતના શિક્ષણમાં ઉમેરો છે તો તે વસ્તુને અમે પોતાને ત્યાંથી કાઢી નાખીશું. અને જે વસ્તુ અંગે પણ બતાવી આપશે કે તે એ શિક્ષણમાં છે અને અમારે ત્યાં નથી તો તેને અમે જરાય આનાકાની વિના અપનાવી લઈશું, કેમકે અમારા આંદોલન (Movement) નો હેતુ જ સંપૂર્ણ દીનની ન્યૂનાધિક્ય વિના સ્થાપના અને સાક્ષી છે. જો અમે પોતાના આ જ ધ્યેયમાં દંભી (Hypocrite) પુરવાર થઈએ તો અમારા કરતાં વધુ અત્યાચારી બીજો કોણ હશે ?

આમ, જે લોકો અમારી જમાઅતી વ્યવસ્થા, સંગઠનમાં સામેલ થાય છે તેમના માટે અમારી પાસે બસ એટલું જ કાર્ય છે કે તેઓ પોતાની વાણી તથા વર્તન દ્વારા ઈસ્લામની સાક્ષી આપે, અને દીનની વ્યવસ્થાને સંપૂર્ણપણે સ્થાપવા માટે સામૂહિક પ્રયાસ કરે જેથી લોકો સમક્ષ સાક્ષી આપવાની ફરજ સંપૂર્ણપણે અદા થઈ શકે. શાબ્દિક સાક્ષીને લાગે વળગે છે ત્યાં સુધી અમે પોતાના સભ્યોને એ પ્રકારની કેળવણી આપી રહ્યા છીએ કે જેથી તેઓ પોતાની યોગ્યતાઓ પ્રમાણે વાણી તથા લેખન દ્વારા ઈસ્લામની વધુમાં વધુ બુદ્ધિગમ્ય સાક્ષી અદા કરવા માટે તૈયાર થઈ જાય. આ ઉપરાંત અમે એવી સંસ્થાઓ પણ સ્થાપવા પ્રયત્ન કરી રહ્યા છીએ જે

સંગઠિત બનીને શિક્ષણ અને સાહિત્યના દરેક વિભાગમાં જીવનની બધી સમસ્યાઓ અંગે ઇસ્લામી શિક્ષણના સાચાપણાને વિશ્વ સમક્ષ સ્પષ્ટ કરે અને આ હેતુ માટે પ્રચાર તથા પ્રસારના શક્ય તે બધા સાધનો ઉપયોગમાં લે. બાકી રહી વ્યવહારિક (અમલી) સાક્ષી તો તે અંગે અમારો પ્રયત્ન એ છે કે પ્રથમ તો દરેકે દરેક વ્યક્તિ ઇસ્લામની જીવંત સાક્ષી હોય. ત્યારબાદ આ વ્યક્તિઓમાંથી એક એવો સમાજ વિકસે જેમાં ઇસ્લામ પોતાની મૂળ ભાવનામાં કાર્યરત્ જોઈ શકાતો હોય અને છેવટે આ સમાજ પોતાના પ્રયત્નોથી અસત્યની સત્તાના પ્રભુત્વનો નાશ કરી તે સત્ય-વ્યવસ્થા સ્થાપે જે વિશ્વમાં ઇસ્લામનું સાચું પ્રતિનિધિત્વ કરતી હોય.

સાહેબો ! બસ આ છે અમારૂં ધ્યેય અને આ છે અમારો કાર્યક્રમ. અમને આશા હતી કે આ વસ્તુ અંગે કોઈ પણ મુસલમાનને વાંધો હોઈ શકે નહીં. પરંતુ જ્યારથી અમે આ માર્ગ પર પગલાં માંડ્યા છે ત્યારથી વિરોધનો એક વણથંભ્યો પૂર છે જે ઊમટી આવી રહ્યો છે. દરેક વાંધો-વિરોધ ન તો ધ્યાન આપવા યોગ્ય છે અને ન એક બેઠકમાં તેની ચર્ચા જ કરી શકાય છે. અત્યારે હું માત્ર એ કેટલાક જ વાંધા-વિરોધો અંગે અરજ કરીશ જેનો આપના શહેરમાં ગેરસમજ ફેલાવવા માટે ઉપયોગ કરવામાં આવી રહ્યો છે.

કહેવામાં આવે છે કે તમારી જમાઅત ઇસ્લામમાં એક નવા ફિર્કાનો પાયો નાખી રહી છે. જે લોકો આ વાત કહે છે તેમને કદાચ એની ખબર નથી કે જૂથબંધીના મૂળ કારણો શું હોય છે. જે વાતોને કારણે દીનમાં જૂથબંધી જન્મે છે તે સૌના ઊંડાણમાં જઈને જો આપ જુઓ તો તેને માત્ર ચાર જ વિભાગોમાં વહેંચી શકાય છે.

એક એ કે મૂળ દીનમાં કોઈ એવી વસ્તુનો ઉમેરો કરવામાં આવે કે જે દીનમાં ન હોય તેને જ કુફ્ર તથા ઈમાનના વિરોધમાં અથવા માર્ગદર્શન અને પથભ્રષ્ટતાના વિરોધનું આધાર બનાવી દેવામાં આવે.

બીજું એ કે દીનના અમુક મસ્અલા (ધર્મશાસ્ત્ર અંગેનો આદેશ) ને એટલું મહત્ત્વ આપવામાં આવે જે કુર્આન અને સુન્નતની રૂએ તેને પ્રાપ્ત નથી અને તેને જ જૂથબંધીનો આધાર ઠેરવી દેવામાં આવે.

ત્રીજું એ કે ઇજતિહાદી અને ઇસ્તિંબાતી મસાઇલમાં અતિશ્યોક્તિ કરવામાં આવે અને તે બાબતોમાં પોતાના પંથ સિવાયના બીજા લોકોને પાપી કહેવામાં આવે તથા તેમનું અપમાન કરવામાં આવે અને તેમને કાફિર કહેવામાં આવે, અથવા ઓછામાં ઓછું તેમની સાથે પક્ષપાતભર્યો વ્યવહાર કરવામાં આવે.

ચોથું એ કે નબી પછી અમુક મહાન વ્યક્તિ અંગે અતિશ્યોક્તિ કરવામાં આવે

અને તેના માટે કોઈ એવા પદનો દાવો કરવામાં આવે જેના સ્વીકાર અથવા અસ્વીકાર પર મનુષ્યના મો'મિન અથવા કાફિર હોવાનો આધાર હોય અથવા કોઈ જમાઅત એ દાવો કરે કે જે આ જમાઅતમાં દાખલ છે માત્ર તે જ સત્ય પર છે, બાકીના બધા મુસલમાનો અસત્ય પર છે.

હવે હું આપને પૂછું કે અમે આ ચારેય વિભાગોમાં કયા વિભાગ હેઠળની ભૂલ કરી છે ? જો કોઈ સાહેબ દલીલ અને પુરાવા સાથે અમને સ્પષ્ટપણે બતાવી દે કે અમે સાચે જ ફલાણા વિભાગ હેઠળ ભૂલ કરી છે તો અમે તરત જ તૌબા કરી લઈશું. અને અમને પોતાની સુધારણા કરવામાં હરગિઝ ખચકાટ નહીં થાય. કેમકે અમે ખુદાના દીનની સ્થાપના કરવા માટે ઊભા થયા છીએ, વિસંવાદિતા જન્માવવા નહીં. પરંતુ જો અમે આવી કોઈ ભૂલ નથી કરી તો પછી અમારા કાર્યથી કોઈ ફિર્કો પેદા થવાની આશંકા શા માટે સેવવામાં આવે છે ?

અમે માત્ર મૂળ ઈસ્લામ અને સંપૂર્ણ ઈસ્લામ લઈને ઊઠ્યાં છીએ. મુસલમાનોને અમે એ સિવાય બીજી કોઈ વસ્તુ તરફ નથી બોલાવતા કે આવો આપણે સૌ ભેગા મળી તેને અમલી રીતે સ્થાપીએ અને દુનિયા સમક્ષ તેની સાક્ષી આપીએ.

એકઠા થવા માટે આધાર અમે સંપૂર્ણ દીનને ઠેરવ્યો છે નહીં કે કોઈ એક મસ્અલા અથવા કેટલાક મસાઇલને.

ઈજતિહાદી મસાઇલમાં અમે તે સૌ ધર્મો અને પંથોને સાચા માનીએ છીએ જેના માટે શરીઅતના નિયમોમાં અવકાશ છે. અમે દરેકના એ અધિકારને માન્ય રાખીએ છીએ કે આ ધર્મો અને પંથોમાંથી જેને જેના પર વિશ્વાસ હોય તે પોતાની હદ સુધી તેના પર અમલ કરે. કોઈ વિશેષ ઈજતિહાદી પંથના આધારે જૂથબંધીને અમે માન્ય નથી રાખતા.

પોતાની જમાઅત અંગે પણ અમે કોઈ પ્રકારની અતિશયોક્તિ નથી કરી. અમે ક્યારેય એ નથી કહ્યું કે સત્ય અમારી જમાઅતમાં જ કેન્દ્રિત છે. અમને પોતાના કર્તવ્યનો અહેસાસ થયો અને અમે કાર્ય કરવા તૈયાર થયા. અમે આપને આપની ફરજ યાદ અપાવી રહ્યાં છીએ. હવે એ આપની મરજી છે કે આપ અમને સહકાર આપો, અથવા પોતે આ કાર્ય માટે તૈયાર થાવ, અથવા જે પણ આપને આ ફરજ અદા કરતા નજરે પડે તેમની સાથે સામેલ થઈ જાવ.

અમારત-અમીરપદ-અંગે પણ અમે કોઈ અતિશયોક્તિનો અપરાધ નથી કર્યો. અમારૂં આ આંદોલન કોઈ મહાન વ્યક્તિના આધારે શરૂ નથી થયું જેના માટે કોઈ પદનો દાવો કરવામાં આવ્યો હોય, જેના ચમત્કારો અને દૈવી પ્રેરણા તથા પવિત્રતાની

કથાઓની જાહેરાત આપવામાં આવી હોય, જેની વ્યક્તિગત-શ્રદ્ધા પર જમાઅતનો પાયો નાખવામાં આવ્યો હોય અને જેની તરફ લોકોને બોલાવવામાં આવતા હોય. દાવાઓ, સ્વપ્નો અને 'કશ્ફ' તથા ચમત્કારો તેમજ વ્યક્તિગત પવિત્રતાના વર્ણનોથી અમારૂં આંદોલન સંપૂર્ણપણે પાક છે. અહીં આમંત્રણ કોઈ વ્યક્તિ અથવા વ્યક્તિઓ તરફ નથી બલ્કે એ હેતુ તરફ છે જે કુર્આનની રૂએ દરેક મુસલમાનનું જીવન-ધ્યેય છે, અને એ સિદ્ધાંતો તરફ છે જેના સમૂહનું નામ ઈસ્લામ છે.

જે લોકો આ હેતુ માટે, આ સિદ્ધાંતો ઉપર, અમારી સાથે મળી કાર્ય કરવા માગે છે તેઓ સમાનતાના ધોરણે અમારી જમાઅતના સભ્ય બને છે. આ સભ્યો એક વ્યક્તિને પોતાના અમીર તરીકે ચૂંટે છે. એટલા માટે નહીં કે અમીરપદ તેનો વ્યક્તિગત અધિકાર છે, પરંતુ એટલા માટે કે દરેક સ્થિતિમાં વ્યવસ્થિત રીતે કાર્ય કરવા માટે એક કાર્યાધ્યક્ષ હોવો જોઈએ. આ ચૂંટાયેલા અમીરને પદભ્રષ્ટ કરી શકાય છે અને જમાઅતમાંથી કોઈ બીજી વ્યક્તિને તે સ્થાન માટે ચૂંટી શકાય છે. આ અમીર માત્ર આ જ જમાઅતનો અમીર છે નહીં કે સમગ્ર ઉમ્મતનો. તેનું આજ્ઞાપાલન માત્ર એ જ લોકો માટે અનિવાર્ય છે જેઓ આ જમાઅતમાં સામેલ હોય, અને અમારા માનસમાં એવી કોઈ કલ્પના સુદ્ધાં નથી કે "જેની ડોકમાં તેની બેઅત (ભક્તિ-પ્રતિજ્ઞા)નો પટ્ટો ન હોય તે અજ્ઞાનતાની મોતે મરશે."

હવે ખુદા માટે મને બતાવો કે જ્યારે અમે આ પદ્ધતિ પ્રમાણે કાર્ય કરી રહ્યાં છીએ તો છેવટે અમારા આ આંદોલનને કારણે ઉમ્મતમાં એક નવો ફિર્કો-સંપ્રદાય કેવી રીતે બની જશે? વધુ આશ્ચર્યજનક વાત તો એ છે કે જે લોકોનું પાલવ ખુદ આ ભૂલોથી ખરડાયેલું છે, જેમના કારણે જૂથબંધીનો ફિત્નો પેદા થાય છે, જેમને ત્યાં સ્વપ્નો અને મુકાશફાઓ (રહસ્યોદ્‌ઘાટન) તથા ચમત્કારોનું ચલણ છે, જેમને ત્યાં બધું કામ કોઈ "હઝરત" ની વ્યક્તિગત શ્રદ્ધાના આધારે ચાલે છે, જેમને ત્યાં કોઈ મહાન વ્યક્તિ માટે કોઈ વિશેષ પદનો દાવો કરવામાં આવે છે, જેમને ત્યાં ગૌણ મસાઈલને કારણે ઝઘડા તથા વાદ-વિવાદ થાય છે અને ઈજતિહાદી પંથોને આધારે જૂથબંધી કરવામાં આવે છે તેઓ જ અમારા પર આરોપ મૂકવામાં સૌથી મોખરે રહે છે.

જો કોઈને માઠું ન લાગે તો સ્પષ્ટ જણાવી દઉં કે અમારી મૂળ ભૂલ જેના પર આ લોકો ગુસ્સે ભરાયા છે તે એ નથી જેનો તેઓ જીભ દ્વારા પ્રચાર કરે છે, બલ્કે એ છે કે અમે લોકોને દીનના એ મૂળ કાર્ય તરફ બોલાવ્યા જે તેમના નફ્સને પસંદ નથી, અને આ કાર્ય માટે તે યોગ્ય પદ્ધતિ અપનાવી જેના દ્વારા તેમની પોતાની પદ્ધતિઓની ભૂલો સ્પષ્ટ થવા લાગી.

અમને કહેવામાં આવે છે કે જો તમારે આ જ કામ કરવું હતું તો જરૂર કરતા, પરંતુ તમે એક અલગ જમાઅત સ્થાયી નામ સાથે શા માટે બનાવી ? આના કારણે તો ઉમ્મતમાં ફૂટફાટ જન્મે છે. સાચે જ આ એક અનોખો વાંધો છે. હું હેરાન છું કે જયારે બિનધાર્મિક અથવા દીન-વિરોધી રાજકારણ માટે, બિનઈસ્લામી શિક્ષણ માટે, ધાર્મિક જૂથબંધી માટે અને શુદ્ધ દુન્યવી હિતો માટે પશ્ચિમની લોકશાહી અથવા ફાસીવાદી પદ્ધતિએ મુસલમાનોની સંસ્થાઓ અને જમાઅતો સ્થાયી નામો સાથે બને છે તો તેને ઠંડે કલેજે સહન કરી લેવામાં આવે છે પરંતુ જો દીનના મૂળ કાર્ય માટે શુદ્ધ દીની સિદ્ધાંતો પર કોઈ જમાઅત બને છે તો એકાએક ઉમ્મતમાં ફૂટફાટનો ભય પેદા થઈ જાય છે અને માત્ર આ જ એક જમાઅતની રચના સહન કરવા યોગ્ય નથી હોતી. આનાથી તો એ શંકા પેદા થાય છે કે વાંધો ઉઠાવનારાઓને મૂળ ખીજ જમાઅત બનાવવાથી નથી બલ્કે એનાથી છે કે કોઈ જમાઅત દીનના અસલ કાર્ય માટે બને.

આમ છતાં હું તેમની સેવામાં અરજ કરીશ કે જમાઅતની રચનાનો આ અપરાધ અમે મજબૂર થઈને કર્યો છે, નહીં કે શોખમાં. સૌ જાણે છે કે આ જમાઅતની રચના પહેલાં હું વર્ષોથી પોકારતો રહ્યો કે મુસલમાનો આ તમે પોતાની શક્તિઓ તથા પ્રયત્નો કયા માર્ગમાં ખર્ચી રહ્યા છો, તમારે જે અસલ કામ કરવાનું છે તે તો આ છે, આના પર પોતાના સમગ્ર પ્રયત્નો કેન્દ્રિત કરો. આ આમંત્રણ જો સૌ મુસલમાનોએ સ્વીકારી લીધું હોત તો મારે કાંઈ કહેવાની જરૂર રહી ન હોત. મુસલમાનોમાં એક જમાઅત બની હોત અને ઓછામાં ઓછું હિન્દુસ્તાનની હદ સુધી તો "અલ જમાઅત" હોત જેની મોજૂદગીમાં કોઈ બીજી જમાઅત સ્થાપવી શરીઅતની રૂએ હરામ હોત. આટલું પણ નહીં તો મુસલમાનોની વિવિધ જમાઅતોમાંથી કોઈ એક જમાઅતે જ તેને માની લીધું હોત તો પણ અમે રાજી હતા. તેમાં અમે રાજી ખુશીથી સામેલ થઈ ગયા હોત. પરંતુ જ્યારે અમે પોકારી પોકારી થાકી ગયા અને કોઈએ અમારી વાત ન સાંભળી તો અમે મજબૂર થઈને એ નિર્ણય કર્યો કે તે સૌ લોકો જે આ કાર્યને સત્ય અને ફરજ સમજી ચૂક્યાં છે તે પોતે જ એકઠા થાય અને તેના માટે સામૂહિક પ્રયત્ન કરે.

પ્રશ્ન એ છે કે આ સિવાય અમારે બીજું શું કરવું જોઈતું હતું ? તમે જો આ કાર્યમાં ફરજ હોવાથી ઇન્કાર કરો છો તો ઇન્કારની દલીલ પણ રજૂ કરો. જો તમને ઈન્કાર નથી તો બતાવો શું સાચે જ તમારી આ સંસ્થાઓ અને જમાઅતો આ જ ફરજ અદા કરી રહી છે ? અને જો આ પણ નથી તો શું હવે તમારે ત્યાં એ

પ્રસંગ આવી ગયો છે કે જે પોતાની ફરજને પિછાણે અને તેને અદા કરવા માટે તૈયાર થાય ઊલ્ટું તેને જ ગુનેગાર ઠેરવવામાં આવે ?

અમને એ પણ કહેવામાં આવે છે કે તમે પોતાની જમાઅતના નેતા માટે "અમીર" શબ્દ શા માટે પસંદ કર્યો ? અમીર અથવા ઇમામ તો માત્ર સત્તાધારી અને તલવારધારી જ હોઈ શકે છે. આના ટેકામાં કેટલીક હદીસો પણ રજૂ કરવામાં આવે છે અને તેના પરથી દલીલ કરવામાં આવે છે કે ઈમામત-નેતૃત્વ કાં તો વિદ્યાની ઈમામત છે અથવા તો નમાઝની અથવા યુદ્ધ અને જેહાદની. આ સિવાય ત્રીજા પ્રકારની કોઈ ઇમામત નથી. જે લોકો આ વાંધો ઉઠાવે છે તેઓ માત્ર એ સમયના 'ફિકહ' (ઇસ્લામી ધર્મશાસ્ત્ર) અને એ જ સમયની હદીસોથી વાકેફ છે જયારે ઇસ્લામી રાજ્ય-વ્યવસ્થા રાજકીય સત્તાની મંઝિલે પહોંચી ચૂક્યું હતું અને તલવારધારી ઈમામત-નેતૃત્વ-સ્થપાઈ ચૂકી હતી. પરંતુ તેમને એની ખબર નથી કે જયારે તલવાર છીનવાઈ જાય, મુસલમાનોની જમાઅત સત્તાથી વંચિત થઈ જાય, અને ઇસ્લામની સામૂહિક વ્યવસ્થા પણ અસ્ત-વ્યસ્ત થઈ જાય તો તેના માટેના આદેશો શું છે ?

હું તમને પૂછું છું કે આવી સ્થિતિમાં શું મુસલમાનોને એ જ કરવું જોઈએ કે દરેકે દરેક વ્યક્તિ જુદી પડી જાય, અને માત્ર બેસીને દુઆ કરતી રહે કે હે ખુદા ! કોઈ તલવારધારી ઇમામ મોકલી દે, અથવા આવી ઇમામત સ્થાપવા માટે કોઈ સામૂહિક પ્રયાસ પણ કરવો જોઈએ ? જો તેઓ કહે છે કે સામૂહિક પ્રયત્ન થવો જોઈએ તો મહેરબાની કરીને તેઓ અમને બતાવે કે જમાઅત બનાવ્યા વગર પણ સામૂહિક પ્રયત્ન કરી શકાય છે ? જો તેઓ માને છે કે જમાઅત બનાવ્યા વગર છૂટકો નથી તો શું કોઈ જમાઅત માર્ગદર્શક અથવા કોઈ કાર્યાધ્યક્ષ અને કોઈ સત્તાવાન વ્યક્તિ સિવાય ચાલી શકે છે ? અને જો તેઓ આની જરૂરત પણ સ્વીકારે છે તો તેઓ પોતે અમને બતાવે કે આ ઇસ્લામી ધ્યેય માટે જે ઇસ્લામી જમાઅત બનાવવામાં આવે તેના કાર્યાધ્યક્ષ માટે ઇસ્લામમાં કઈ પરિભાષા નક્કી છે ?

જે 'પરિભાષા' પણ તેઓ ઇર્શાદ ફરમાવશે તેને અમે સ્વીકારી લઈશું. શરત માત્ર એટલી કે તે ઇસ્લામી પરિભાષા હોય ! અથવા તો તેઓ સ્પષ્ટપણે એમ કહી દે કે ઇસ્લામમાં સૈફ (તલવાર) પ્રાપ્ત થયા પછીના કાળ માટે તો આદેશો મોજૂદ છે પરંતુ બેસૈફી (તલવાર વિહીનતા)ની સ્થિતિમાં સૈફ કઈ રીતે મેળવવામાં આવે, તે અંગે તેણે કોઈ માર્ગદર્શન નથી આપ્યું. અને જેણે આ કાર્ય કરવું હોય તેને બિનઇસ્લામી પદ્ધતિ અને બિનઇસ્લામી પરિભાષાઓ દ્વારા કામ કરવું જોઈએ.

જો આ સાહેબોનો હેતુ આ નથી તો અમારા માટે આ વણ-ઉકેલ્યો કોયડો છે કે પ્રમુખ, લીડર અને કાઈદ (નેતા) વગેરે પરિભાષાઓ ઉપયોગમાં લેવામાં આવે તો તે સૌ તેમને સ્વીકાર્ય છે પરંતુ અમીરની ઇસ્લામી પરિભાષા સાંભળતાં જ તેઓ ગુસ્સે ભરાઈ જાય છે.

સામાન્ય રીતે આ મસ્અલાને સમજવામાં જે મુશ્કેલી પડે છે તેનું કારણ એ છે કે નબીએ કરીમ સ.અ.વ.ના કાળમાં અમીર અથવા ઇમામની પરિભાષાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો ત્યારે ઈસ્લામી રાજય સ્થપાઈ ચૂક્યું હતું. અને જે કાળમાં ઈસ્લામી રાજયની સ્થાપના થઈ ન હતી ત્યારે હુઝૂર સ.અ.વ. ખુદ નબીની હેસિયતથી ઇકામતે દીન (દીનની સ્થાપના)ના પ્રયત્નોનું નેતૃત્વ ફરમાવી રહ્યા હતાં. તેથી અમીરપદ અથવા ઇમામતની પરિભાષાનો ઉપયોગ કરવાનો કોઈ પ્રસંગ ન હતો.

પરંતુ ઈસ્લામની સમગ્ર વ્યવસ્થા ઉપર દૃષ્ટિપાત કરતાં એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે દીન મુસલમાનોના દરેક સામૂહિક કાર્યમાં વ્યવસ્થા ઇચ્છે છે અને આ વ્યવસ્થાનો યોગ્ય રૂપ એ તજવીજ કરે છે કે કાર્ય જમાઅત બનાવી સામૂહિક રીતે કરવામાં આવે. જમાઅતમાં આજ્ઞાધિનતા હોય, અને એક વ્યક્તિ તેની અમીર હોય.

નમાઝ પઢવામાં આવે તો જમાઅત સાથે પઢવામાં આવે, અને તેનો એક ઇમામ હોવો જોઈએ. હજ્જ કરવામાં આવે તો વ્યવસ્થિત રીતે કરવામાં આવે અને તેનો એક અમીરે-હજ્જ હોવો જોઈએ. અહીં સુધી કે ત્રણ વ્યક્તિઓ મુસાફરીએ ઉપડે ત્યારે પણ તેમણે વ્યવસ્થિત રીતે મુસાફરી કરવી જોઈએ અને પોતાના એક સાથીને અમીર બનાવી લેવો જોઈએ.

اِذَا خَرَجَ ثَلَاثَةٌ فِیْ سَفَرٍ فَلْيُؤمِرُوْا عَلَيْهِمْ اَحَدَهُمْ ـ (1) (ابوداؤد)

ઈસ્લામી શરીઅતની આ જ તે ભાવના-આત્મા છે જેનું વર્ણન હઝરત ઉમર રદિ.એ આ શબ્દોમાં કર્યું છે કે :

---

(૧) બલ્કે મુસ્નદ અહમદમાં જે રિવાયત હઝરત અબ્દુલ્લા બિન ઉમર રદિ. થી નકલ કરવામાં આવી છે તેમાં તો આ શબ્દો છે કે :

لا يحل لثلاثة يكونوا بفلاة من الارض الا امروا عليهم احدهم

(એ વાત હલાલ નથી કે ત્રણ વ્યક્તિઓ કોઈ જંગલમાં હોય અને તેઓ પોતાનામાંથી એકને પોતાનો અમીર બનાવી ન લે.)

"જમાઅત વિના ઈસ્લામ નથી અને અમીરપદ વિના જમાઅત નથી અને આજ્ઞાપાલન વિના અમીરપદ નથી."૨

આથી અમે એ તારણ કાઢ્યું છે કે દીનની સ્થાપના અને લોકો સમક્ષ સાક્ષીના પ્રયત્ન માટે જે જમાઅત બનાવવામાં આવે તેના કાર્યાધ્યક્ષ માટે અમીર અથવા ઈમામ શબ્દનો ઉપયોગ બિલકુલ યોગ્ય છે. પરંતુ કેમ કે 'ઈમામ' શબ્દ સાથે કેટલાક વિશેષ અર્થ સંકળાઈ ગયાં છે તેથી અમે ફિત્નાથી બચવા માટે આ શબ્દને છોડીને અમીર શબ્દનો ઉપયોગ કર્યો છે.

એક નોખો વાંધો એ પણ સાંભળવામાં આવે છે કે જે વ્યક્તિ આ રીતે કાર્યાધ્યક્ષ ચૂંટાય છે તેને ઝકાત વસૂલ કરવાનો કોઈ અધિકાર નથી. કેમ કે ઝકાત ઈસ્લામી રાજ્યનો અમીર જ વસૂલ કરી શકે છે. સંભવતઃ પેલા વાંધા ઉઠાવનારાઓ ઝકાત-પ્રાપ્તિની અમારી પદ્ધતિથી નાવાકેફ છે. અમે સામાન્ય મુસલમાનો પાસેથી એ માગણી નથી કરી કે તમે પોતાની ઝકાત અમારા જ બયતુલમાલમાં દાખલ કરી દો. અને ન જ અમે કદાપિ એ કહ્યું છે કે જે મુસલમાન અમને ઝકાત નહીં આપે તેની ઝકાત અદા નહીં થાય. અમે ફક્ત અમારી જમાઅતના સભ્યોથી જ એ માગણી કરીએ છીએ કે તમે પોતાની ઝકાત જમાઅતના બયતુલમાલમાં જમા કરાવો. આનાથી અમારો મુખ્ય આશય એ છે કે મુસલમાનો શરીઅતની ઇચ્છા પ્રમાણે સામૂહિક રીતે ઝકાત જમા અને ખર્ચ કરવા ટેવાઈ જાય.

મહેરબાની કરીને કોઈ અમને બતાવો કે જો અમે આ પ્રમાણે વર્તન કરીએ છીએ તો તેમાં કયો શરઈ દોષ રહેલો છે અને શરીઅતના કયા આદેશના વિરુદ્ધ છે ? જો અમને લોકોને એ કહેવાનો અધિકાર છે કે ઘરોમાં નમાઝ અલગ અલગ અદા ન કરો, બલ્કે જમાઅત સાથે પઢો તો છેવટે એ કહેવાનો અધિકાર શા માટે નથી કે ઝકાત વ્યક્તિગત રીતે અદા કરવાને બદલે સામૂહિક રીતે અદા કરો ? કેટલી વિચિત્ર વાત છે કે ફાળો લેવામાં આવે તો જાઇઝ, પ્રવેશ ફી અને સભ્ય ફી લેવામાં આવે તો ઉચિત પરંતુ ખુદા અને રસૂલ દ્વારા લાગુ કરવામાં આવેલ ફરજ તરફ બોલાવવામાં આવે તો નાજાઇઝ-અનુચિત !

---

આનાથી એ વાત માલૂમ પડે છે કે મુસલમાનોએ માત્ર મુસાફરીમાં જ નહીં બલ્કે દરેક સ્થિતિમાં વ્યવસ્થિત જીવન ગાળવું જોઈએ, અને તેમનું કોઈ પણ સામૂહિક કાર્ય જમાઅત અને અમીરપદ વગર થવું ન જોઈએ.

(٢) لا اسلام الا بجماعة ولا جماعة الا بامارة ولا امارة الا بطاعة۔ (جامع بیان العلم لابن عبدالبر)

આના કરતાં પણ એક વધુ વિચિત્ર વાંધો એ સાંભળવામાં આવે છે કે 'તમે બયતુલમાલ શા માટે સ્થાપ્યું ?' આ પ્રકારના વાંધાઓ સાંભળી જણાય છે કે આ લોકોને કદાચ ઈસ્લામી પરિભાષા સાથે જ દુશ્મની થઈ ગઈ છે. બિલકુલ સ્પષ્ટ વાત છે કે દરેક જમાઅત અને દરેક સંસ્થા પોતાનો એક કોષ (Treassury) જરૂર રાખે છે જેથી સામૂહિક કાર્યો ઉપર પૈસા ખર્ચ કરી શકે. અમારી જમાઅતનો પણ એક કોષ છે જેને અમે "બયતુલમાલ" નું નામ આપીએ છીએ, કેમ કે ઈસ્લામની પરિભાષા આ જ છે. જો અમે તેનું નામ "કોષ" રાખ્યું હોત તો તેમને કોઈ વાંધો ન હોત. જો અમે તેને Treassury કહ્યું હોત તો પણ તેઓ રાજી હતા. પરંતુ જ્યારે અમે તેના માટે એક ઇસ્લામી પરિભાષાનો ઉપયોગ કર્યો તો આ લોકો માટે અસહ્ય બની ગયું.

આ વાંધોઓમાંથી મોટા ભાગના એટલા અર્થહીન હતા કે મેં તેમનું વર્ણન કરી અને તેમના જવાબ આપી શ્રોતાઓનો સમય વેડફવાનું કદાપિ પસંદ કર્યું ન હોત. પરંતુ મેં આ કેટલીક વસ્તુઓ નમૂનારૂપે માત્ર એટલા માટે રજૂ કરી છે કે એ બતાવી દઉં કે જે લોકો ન તો પોતાની ફરજ બજાવવા ઈચ્છે છે, ન તો કોઈ બીજાને ફરજ બજાવવા દે છે, તેઓ કયા કયા પ્રકારના બહાના, વાંધા અને શંકાઓ વીણી વીણીને શોધે છે અને કઈ કઈ રીતે ખુદાના માર્ગથી પોતે દૂર રહે છે અને બીજાઓને દૂર રાખવાની કોશિશ કરે છે. ઝઘડો અને વાદ-વિવાદ એ અમારી પદ્ધતિ નથી. જો કોઈ વ્યક્તિ અમારી વાતને સીધી રીતે સમજવા ઇચ્છતી હોય તો અમે તેને સમજાવવા માટે હંમેશાં હાજર છીએ, અને જો કોઈ અમારી ભૂલને બુદ્ધિગમ્ય રીતે અમને સમજાવવા માટે ઇચ્છતી હોય તો અમે સમજવા માટે પણ તૈયાર છીએ. પરંતુ જો કોઈનો ઇરાદો માત્ર તકરાર કરવાનો અને કરાવવાનો જ હોય તો અમે તેની સાથે કોઈ વાત કરવા તૈયાર નથી. તેને હક્ક છે કે જ્યાં સુધી ઇચ્છે પોતાની આ પ્રવૃત્તિ ચાલુ રાખે. (૩૦/૧૨/૧૯૪૬)

**વ આખિરૂ દઅ્વાના અનિલ હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન.**

---

---